**જીવન એટલે હાસ્ય.**

આપણે જેને દુઃખ માનીએ તે ઘણી વખત બીજાને મન હાસ્યનો વિષય બને છે. ટ્રેઇન ઉપડવાનો વખત થઇ ગયો હોય ને પુરૂષ હાથમાં પોટલાં લઈ આગળ દોડયે જતો હોય, પાછળ બાયડી ને ત્રણ ચાર છોકરાંની લંગર; કેળાંની છાલ કે એવી બીજી કોઇ વસ્તુ ઉપર પગ આવવાથી પુરૂષ લપસે ને ઉપડતી ગાડીને સાષ્ટાંગ દંડવત કરે ત્યારે ટ્રેઈનમાં બેઠેલા માણસોને સહજ હસવું આવે છે.

તવંગર ગરીબોની લાચારી ઉપર હસે છે; રાજા પ્રજાની ગુલામી ઉપર હસે છે; વિદ્વાન કે સાક્ષરોમાં મતભેદ થાય ત્યારે એક પક્ષ બીજાની બીન સમજ ઉપર હસે છે; શસ્ત્રધારી નિ:શસ્ત્ર ઉપર હસે છે; અશ્રદ્ધાળુ ભક્તજન ઉપર હસે છે, ત્યારે ગરીબ તવંગરની ખુમારી ઉપર, પ્રજા રાજાના ગુમાન ઉપર, હથિયાર હિન પુરૂષ મુંજની માફક તેલપ ઉપર ને ઇશ્વરપરાયણ પુરૂષ સામાની નાસ્તિકતા ઉપર હસે છે.

રૂપીઓ એક

# જીવન-હાસ્ય




: લેખક :

શ્રી. 'નકીર'





કિતાબઘર

રાજકોટ

નથુકાકા અને ચંચીકાકીને ઘેર પડયો પાથર્યો રહું અને
બચુડો મારા વગર અડધો અડધો થઈ જતો હોય
છતાં આ પુસ્તક લખવાની મને તક આપી,
આખા પુસ્તકમાં પોતાનું નામ બહાર
લાવવાની પણ પરવા કર્યા વગર
મને દિલથી સાથ આપ્યો,
એ મારી બાયડીને

**અર્પણ**

'નકીર'

# બે બોલ

૧ લો બોલ—જીજ્ઞાસુને, પુસ્તક શરૂ કરતાં પહેલાં પ્રકરણ ૧૦ મું વાંચી જવા વિનંતિ છે.

૨ જો બોલ—આ પુસ્તક મેં લખ્યું છે અને વાંચવાની જે તસ્દી લે તેનો આભાર માનું છું.

નકીર

"Laughter and tears are never far apart."
—William Dana Orcutt.

"The final stage of its course is where humour broadens in its outlook till it becomes one with pathos and reflection, joining tears and laughter."
—Stephen Leacock.

'Life is a jest; and all things show it,
I thought so once; but now I know it."
—Poet Gay.

૧

# પાત્ર પિછાન

**સર્જનહારે** સરજી જગમાં નથુકાકા ને ચંચીકાકીની જોડ; પરણ્યાંને લગભગ પંદરેક વર્ષ થયાં ત્યારથી આ જુગલજોડીનું જીવન પેન્શનરોની માફક એકધારું વહે જતું હતું.

સવારમાં ચા પીને ઘર બહાર નીકળે ને બપોરે બાર ઉપર એક વાગે ઘેર આવે. દરમ્યાન લાયબ્રેરીના ખબર લઈ નાખે. હાથમાં છાપું કે માસિક લઈને બેઠાજ હોય. બપોરે ચા પીને નીકળે તે મોડી રાતે ઘેર આવે. એ દરમ્યાન ગામમાં ટેલટપોરાં મારે.

કંઈ સંતાન નહીં ને સંતાનની આશા પણ રહી ન હતી. ચંચીકાકી પણ પરવારીને નીકળે એટલે રાંધ્યા ટાણેજ સાંજે ઘેર પાછા વળે.

આખા દિવસમાં નથુકાકાનો ક્યાંય ભેટો ન થયો એટલે કદાચ માંદા હોય એમ ધારી હું તેમને ઘેર ગયો. ઘરમાં પગ મૂકતાં જ પગ ત્યાંને ત્યાં થંભી ગયા. ફક્ત એક પોતડી પહેરી ઉઘાડે શરીરે હાથમાં ડાંગ લઈ નથુકાકા ઊભા હતા. આજુબાજુ નજર કરતાં જણાયું કે ઘરનો તમામ સરસામાન આડો અવળો પડેલો હતો. ગાદલા ગોદડાં, પેટી પટારા, ઠામ વાસણ જાણે કેમ ધરતીકંપથી ઉથલી પડયાં હોય.

'કેમ આજે કંઈ ગ્રહણ ઉજવ્યું છે કે શું ?' હું આવ્યો હતો તેનું યે નથુકાકાને ભાન ન હતું.

કંઇપણ જવાબ આપ્યા વગર નથુકાકાએ પગ પાસે ઊંધા પડેલા બશેર વજનના તપેલા સામે આંખો ફેરવી અને આંગળીનો પણ સૂચક ઇશારો કરી મરક મરક થવા લાગ્યાં; ને એવી અદાથી મારા સામે જોઈ રહ્યા કે જાણે કોઈ સેનાપતિએ ન ધારેલા યુદ્ધમાં વિજય મેળવ્યો હોય.

મને તો લાગ્યું કે નથુકાકાનું મગજ જરૂર ચસકી ગયું છે.

'બન્ને જણાયે આ શું ખેલ મચાવ્યો છે! કંઈ ભાંગ બાંગ પીધી છે કે શું?'' ચંચીકાકીએ ઘરમાં પગ મૂકતાં જ મને પણ સાથે ઉધ્ધલાવ્યો.

નથુકાકાએ તો તપેલાં તરફ નજર કરી ફરી એ જ સ્ટન્ટ કરી બતાવ્યો. ચંચીકાકી મારા સામે તાકીને ઊભાં રહ્યાં; પણ હું યે શું સમજાવું? નથુકાકાનો પેતરો કોઈ અકળ હતો.

'પ્લેગનાં રોગને ઉગતાં પહેલાં નાબૂદ કરવો હોય તો ઉંદરોનો નાશ કરો; આ માટે તો સામુદાયિક જેહાદ જગવવાની જરૂર છે. પેપરોમાં આવ્યું છે; તમે નકીરભાઇ વાંચ્યું યે નથી?' અમને બેને થીજી ગએલાં જોઇ નથુકાકાએ હસીને મંગળાચરણ કર્યું.

મને હવે કંઈક ખ્યાલ આવ્યો કે નથુકાકાએ ઉંદરોને પકડવા કે મારવા ઘર વખરો ઊંધો ચત્તો કરી મૂકયો છે ને તપેલાં નીચે એકાદ ઉંદરને આબાદ સપડાવી દીધો છે.

'હવે મરી જશે મરી, તપેલું ઊંચું કરો પકડીને નાખી આવીએ.' ઉંદરજ છે એમ જાણી મેં સૂચના કરી.

'હાય હાય! ઉંદર! ને આમ તપેલાં નીચે ઢાંકી રાખવાનો! મરી જશે તો પાપ બેસશે પાપ! કયે ભવ છૂટશો! ગણપતિ દેવનું

વાહન ઉંદર, આ ત્રણ દિવસ પહેલાં ગણેશ ચોથની રાતે તો લાડ-વાનો ભૂકો વેર્યોતો !' ચંચીકાકી ફફડી ઊઠ્યાં.

જીવતો હોય તો નાસી ન જાય એ માટે ચંચીકાકીનો સાડલો લઈ નથુકાકાએ ધીમેથી તપેલું ઉપાડ્યું તો સાચ્ચેજ ઉંદર મરી ગયો હતો—પણ ઉંદર તો નહીં પણ ઉંદરડી હતી.

ચંચીકાકીએ ગણપતિ દેવનું વાહન માર્યા બદલ ફરી બળાપો કાઢ્યો; તેને બહાર ફેંકી દઈ સાડલો ધોઈ, નાઈ લેવાનું નથુકાકાને ફરમાન કર્યું.

'એમાં પાપ શાનું ! ચીના લોકો તો ઉંદરને ખાઈ જાય છે એટલે શું બધા નરકમાં જતા હશે ! પ્લેગ ફાટી નીકળે ને માણસો મરી જાય તેનું શું !' નથુકાકાના મગજમાં છાપામાં આવેલ સૂચ-નાની સચોટ અસર થઈ હતી.

'જુઓ એમ કરો. આમ પકડીને મારવા, તેના કરતાં બે ચાર ઉંદરીયાં લાવો એટલે ઉંદર પકડાશે યે ખરા ને મારવાનું યે પાપ નહીં' બંનેનાં મનનું સમાધાન થાય એવો રસ્તો બતાવી હું સિનેમા જોવા ઉપડ્યો.

વળતી વખત, ગલીને નાકે પાંચ પચીસ માણસો ભેગાં થઇ ગયા હતા. નથુકાકાને ઘેર ચોર પેઠા છે એવી બૂમ થતી હતી એટલે હું ત્યાં ગયો.

'નઝીરભાઇ ! મેડા ઉપર ચોર છે. ટ્રન્કો તોડવાનાં અવાજ આવે છે' નથુકાકાએ ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું ને સાચે જ થોડીવાર આવાજ અવાજ થવા લાગ્યા.

આટલા બધા ભેગા થયા હતા પણ કોઇએ ઉપર જવાની હિંમત ના કરી. પણ મને એ વિચાર આવ્યો કે માણસ ભેગાં થઈ ગયા છે

એમ જાણ્યાં છતાં ચોર પોતાનું કામ ચાલુ જ રાખે તે બનવા જોગ નથી એટલે જે થાય તે ખરું એમ દિલ મજબૂત બનાવી એક હાથમાં ફાનસ ને બીજા હાથમાં ડાંગ લઇ હું દાદર ચડયો.

જોયું તો પાંજરામાં પૂરાએલ ઉંદરનો શિકાર કરવા બિલાડી પાંજરાંને આમથી તેમ ઢસડી રહી હતી.

'ઘેર ઘેર આવી જેહાદ થાય તો જરૂર પૃથ્વી નઉંદરી થઈ જાય!' નીચે આવી મેં વાત કરી એટલે નથુકાકા જરા ખસિયાણાં પડી ગયા ને બધા વેરાયા.

## ૨

## 'કુલીની દુનિયા'

રાતની દસની ગાડીમાં નથુ કાકા ઉતરવાના હતા એટલે ચંચી કાકી કહે કે સ્ટેશન જજો; હું બરાબર પોણાદસ વાગે સ્ટેશને પહોંચી ગયો. પણ નો'તી ટિકટ બારીયે ઉઘડી કે નો'તો પ્લેટફોર્મનો દરવાજો ઉઘડયો. સ્ટેશનનાં મુસાફરખાનામાં પેસેન્જરો બધાં રીંગણાં જોખતાં પડયા હતાં.

'મુંબઇની ગાડીને કેટલી વાર?' બે ત્રણ મજૂરો ત્યાં સળવળતા હતા તેમને મેં પૂછ્યું.

'મેલ બે કલાક લેટ છે' એક જણે પાસે આવીને જવાબ દીધો.

'શેઠ! કેટલા દાગીના છે?' નજીકમાં એક બાઇ ઘૂમટો તાણીને બેઠી હતી તેની આજુબાજુ પડેલ ટ્રન્ક બિસ્તરા તરફ મજૂરે નજર પણ ફેરવી લીધી.

'આ બાયડી મારી નથી. હું તો મારા એક સંબંધીને ખાલી તેડવા આવ્યો છું.' મેં સીધો જવાબ દીધો. પણ આ જવાબ, પાસે આડા પડેલા એક ગૃહસ્થને સીધો ન લાગ્યો. કારણ કે 'મિસ્તર ! જરા બોલવાનું ભાન રાખો' એમ કહી ઊભા થઈ ગયા. 'આ બાયડી મારી નથી' એમાં મેં શું ખોટું કહ્યું એ મને ન સમજાયું પણ કજીયાનું મોં કાળું, એટલે ખસીને દૂર જતો રહ્યો.

મુંબઈની ગાડીને હજુ વાર હતી પણ મુંબઈથી આવતી ગાડી આવી પહોંચી એટલે પ્લેટફોર્મમાં હરવા ફરવાનું ફાવશે એમ ધારી પાસ લઇ હું અંદર પેઠો.

હું ઊભો હતો ત્યાંજ સેકન્ડ કલાસના ડબ્બામાંથી એક ગૃહસ્થ ઊતર્યા. 'કુલી ! ઉઠાવ' એમ કહી પેટી ને બિસ્તરા તરફ આંગળી ચીંધી એ ભાઇ ચાલવા મંડયાં. મને થયું આવા ખેરખાહના દીકરા બહાર કઈ ખિસ્સામાંથી બે આનાને બદલે ચાર આના આપી ચાલતા થયા એટલે મજૂરો બીજા પેસેન્જરોને પજવતાજ શીખેને !

જ્યારે બીજા એક ગૃહસ્થ પાંચ દાગીના લઇને આવ્યા ને એજ ડબ્બામાં બેઠા. તેમણે મજૂરને બે આના પરખાવ્યા.

'શેઠ ! આ શું આપો છો ? તમને નશીબદાર જાણી ઠેરવ્યા વગર સામાન ઉપાડયો એટલે પાંચ દાગીનાના બે આના ! તમારા કરતાં તો થર્ડ કલાસના પેસેન્જરો સારા.'

શેઠ કંઈ કોઠું આપે તેવા ન લાગ્યા. બહુ રકઝક પછી શેઠ ઉકળી ઉઠયા કે 'જો આય પાનીનો બોત્તલો, તીફીન બાકસ ને ફુટનો કંદીઓ દાગીનામાં નહીં ગણાય, નહીં ગણાય, સમજીયો ! તમારા મજૂર લોકોની સાન હું ઠેકાણે લાવી દેવસ. જો આ ધારા ધોરણની નકલ બી સાથે રાખીને જ ફરૂં છ.' એમ કહી ખિસ્સામાંથી

પારસી બાવાએ એક કાગળ કાઢયો ને ડબામાં બેઠેલા માણસો ને આજુબાજુ ભેગા થઇ ગએલા માણસો તરફ ચશ્મા કપાળે ચડાવી, જીતેલા યોદ્ધા જેમ, નજર ફેરવી લીધી. ત્યાં ગાડી ઉપડી. જો કે કુટનો કંડિયો તો ખાસા અડધામણ વજનનો હશે.

ગાળો દેતો મજૂર ઉભો રહ્યો ને બે આના યે ખોયા કારણ કે શરુઆતમાં તેણે પાછા ફેંકી દીધા હતા.

'કેમ નકીરભાઇ ! કંઇ ગામોતરે !' મુંબઇની ગાડીની રાહ જોતો બાંકડા ઉપર બેઠો હતો ને ખાઈ ને આવ્યો હોત તો ઠીક હતું તેમ વિચાર કરતો હતો તેમાં એક મજૂરે ભંગ પાડયો.

'ઓ હો રામલા ! તું તો વહીવટી ઓફીસમાં હતો ને !'

'રીટ્રેંચમેન (Retrenchment) આવ્યું ને ઘેર બેઠો.'

મને થયું કે આવી મોંઘવારીમાં મોટી જગ્યાના અમલદારો વધતા જાય ને આવા ગરીબને શા માટે ઘેર બેસાડતા હશે ?

'ભગવાન કરે છ બધું સારું; રોજના બે રૂપિયા પાડું છું. ઈ તો ટેસણ માસ્તર ને ટીટીનાં ઠીબડાં ઘસવા પડે એટલે એક બે ગાડી ચૂકી જવાય, નહીંતો વળી વધારે મળે.' રામલાને નોકરી કરતાં મજૂરીમાં સંતોષ હતો.

ગાડી આવી ને નથુકાકા એક બિસ્તરો ને પોટલું લઇ ઊતર્યા; પણ કંઇ ભૂલી ગયા હોય એમ ડબામાં ફાંફાં મારી આવ્યા. બિસ્તરો લીધો બગલમાં ને મેં કહ્યું કે 'ઘર બહુ આઘુ કર્યાં છે. ગાડીની શી જરુર છે ? મજૂરજ કરોને ? નથુકાકાને આ વાત ગળે ઉતરી ગઇ. એટલે ચાર આના ટે ી ઉપડયા.

'બે ડગલાં તો ઘર આઘું નથી ને ચાર આના શેના !' ઘર આવી ગયું એટલે નથુકાકા બે આના મજૂરને આપવા લાગ્યા.

'શેઠ ! ઠેરાવ્યા પછી આવું કરો છો ?'

'બળ્યો તમારો મનખો; આ પૂજાની પોટલીમાં ચંપલ ઘાલ્યા છે.' મજૂર સાથે રકજક થતી હતી ત્યાં ચંચીકાકી આવી ઊભા રહ્યાં.

'તને ખબર છે ! ગાડીમાંયે મારા બેટા ચોરટા વધ્યા છે. ચંપલ પોટલીમાં મૂકી સૂઇ ગયેલો.'

ડબ્બામાંથી ઊતરતી વખતે નથુકાકા ફાંફાં કેમ મારતા હતા તે મને હવે સમજાયું.

'શેઠ ! પૈસા ન આલો તો કંઈ નહીં. આ છત્રી હજુ મારા હાથમાં જ છે,' કહી મજૂર પૂઠ ફેરવીને નાઠો.'

'હું નથુકાકા ને ચંચીકાકી એક બીજા સામે જોઈ રહ્યા.*

*(દુનિયા ભરમાં બની રહેલાં અવનવા બનાવો, તેમજ દેશમાં ફેડરેશન, સ્વરાજ વગેરે ચાલી રહેલા સવાલોને અંગે ગુજરાતી સાહિત્યમાં નવાનવા શબ્દો યોજવા પડે છે તેની ધૂનમાં કુલીન શબ્દને ઇ લગાડી નારી જાતી કોઈક વિશેષણ કુલીની શબ્દ ઘસી માર્યો છે એમ રખે માનતા. હું તો 'કુલી' એટલે પોર્ટર યાને મજૂરની વાત કહેવા માગું છું.)

## ૩

## હડફેટે

'નક્કી થઈ ગયું; હું તો પહેલેથીજ ધારતો હતો. ઓહો નઝીરભાઈ ! તમે અહીં બેઠા છો ? હું તમારે ઘેર થઈને આવ્યો.'

શું નક્કી થઈ ગયું ! આ વળી શું નવો ધડાકો છે ! એ વિચારે હું અને ચંચીકાકી, નથુકાકા સામે ફાટી આંખે જોઈ રહ્યા.

'ન સમજ્યા ? ગુજરાત માટે ગુજરાતની યુનિવર્સિટી. હું તો માનતોજ હતો કે દેશને આગળ વધવું હોય તો આ એકજ રસ્તો છે; છેવટે સાહિત્ય પરિષદને આ બુદ્ધિ સૂઝી.'

'પણ તમારી બુદ્ધિ કેમ બહેર મારી ગઈ છે ? તે દિવસે ઉંદર મારવાનું શીખી આવ્યા ને આજે વળી આ 'ઈનરસિટી'ની રામાયણ લઈ આવ્યા છો; 'લાઈબરી'માંથી કોણ જાણે રોજ નવું તુતંગ લઈને આવો છો.' છણકો કરી, મારી સંમતિ માટે ચંચીકાકીએ મારા સામે ડોળા માંડયા.

'લાઈબ્રરી નહિ પણ લાઈબ્રેરી; તને કેટલી વાર કહ્યું. પણ હવે એ શબ્દ નહિ ચાલે હવે તો પુસ્તકાલય એમજ બોલવું પડશે.'

'તો પછી પરિષદના ઠરાવમાં પણ યુનિવર્સિટી શબ્દ વાપરવો જોઈતો ન હતો. વિદ્યાપીઠ શબ્દજ શોભે' કાકાને ચગાવવા મેં મમરો મૂકયો.

'અહં' કાકાએ નકારમાં હડો ધૂણાવ્યો ને આગળ ચલાવ્યું.' પીઠ એટલે પીઠું—બજાર; એમાં તો એકડીએ શીખાય ને બી. એ, એમ. એ; અરે ભૂલ્યો, ઉચ્ચ વિદ્વાનો પણ સમાસ થઈ જાય. હું તો કહું છું કે યુનિવરસિટીને માટે વિશ્વવિદ્યાલય શબ્દ પણ નકામો છે કારણ કે આલય એટલે મકાન; તેમાં કાર્યવાહકો વગેરેનો સમાવેશ થતો નથી. વિદ્યાલય મંડળ બરાબર છે. બહુજ માથાકુટ કરી છેવટે એ શબ્દ મેં ડીક્ષનેરીમાંથી શોધી કાઢયો છે.'

'ડીક્ષનેરી નહિ પણ 'શબ્દકોષ,' મેં સુધાર્યું. કારણ કે કાકાને હવે પરભાષાનો એક શબ્દ 'હરામ ખપે' એવું મને લાગ્યું.

'આ શી લમણાઝીક માંડી છે! હવે તો કંઇ ધંધે ચડો તો સારૂં, ઇ તમારી યુનિવર્સિટીની પરિષદમાં ભમરડો મૂકો. શીવાભાઇની, રૂખલી, જવું તું ત્યારે તો આખું ઘર માથે લીધું હતું ને આવી ત્યારે શીવાભાઇએ પૂછ્યું કે શું સાંભળી આવી ને શું જોઇ આવી ત્યારે કહે કે પોલીસવાળાએ મને અંદર જ પેસવા ન દીધી. ડોશીમા હારેક જઇ આવ્યાં, આ તમેય ઈ વડોદરાની જ વાતું કરો છો ને?' 'લાઇબ્રેરી'માં ગયા વગર જ ચંચીકાકીને દુનિયા આખીની વાતો મળતી હતી એના ફેરામાં ગરદન જરા ઊંચી કરી.

'રૂક્ષ્મણીબેન આવી ગયાં! ત્યારે તો મારે તેમને મળવું જ પડશે. કારણ કે પેપરમાં અરે ભૂલ્યો છાપામાં પૂરી હકીકત ન આવે.' નથુકાકાને યુનિવર્સિટીની હડફેટ બરાબર વાગી હોય એમ જણાયું.

'શું શકોરાં! કહ્યું નહિ કે રૂખલી તો ધોયેલ મૂળા જેવી પાછી આવી છે. ભણ્યા તોય ગણ્યા નહિ મારા જેવી હોય તો પોલીસનો હાથ ઝાલી હડસી દીએ. ઇ હવે વળી આ ગુજરાતી યુનિવર્સિટીનું ડીંગળ કાઢયું. અંગ્રેજી ભણેલા હવે શું ગુજરાતી ફરી ભણશે!'

'તને એવી વાતમાં શું ગમ પડે? આ દેશનું બગડયું ઈ તમારા જેવી અભણ બાઇડીયુંથી. આ વિલાયતમાં—'

'તંઇ લાવોને વિલાયતી બાયડી! ઘણી ખબર પડશે. અબઘડી તો ગુજરાતી વાતું કરતા હતા ને હવે વિલાયતી આવી!' ચંચી-કાકીએ જરા ઉગ્ર સ્વરૂપ પકડયું ને નથુકાકા ઠંડા પડયા.

'જુઓને નકીરભાઇ! શરૂઆતમાં તો જરા મુશ્કેલ આવશે. ભણેલ કે અભણ બધા ટેબલ કહીએ છીએ. હવે મેજ શબ્દ વાપરવો પડશે.' ચંચીકાકીએ રસોડામાં પ્રયાણ કર્યું એટલે નથુકાકાને હિંમત આવી.

'અંગ્રેજી શબ્દમાં કોઇ વખત ગોટાળો પણ થાય છે.' મેં ટેકો પૂર્યો ને આગળ ચલાવ્યું.

'કોલેજ છાત્રાલયની એક વાત છે. હવે તો કોલેજ માટે પણ કોઈ ગુજરાતી શબ્દ શોધવો પડશે. એ પછી; પણ વાત જાણે એમ છે કે કામ કરવાવાળી બાઇ નહાવાની કોટડીમાં લુગડાં ધોતી હતી ને એક વિદ્યાર્થીને અંદર નહાવા જવું હતું એટલે કહે છે કે 'પુરીબાઇ! મારે બાથ લેવી છે. બહાર નીકળો.'

'બાથ લે તારી માને' પુરીબાઇ પૂર જોશમાં ઉછળી પડયાં ને મામલો વધ્યો. પણ બધા ભેગા થયા તેમણે સમજાવ્યું કે અંગ્રેજીમાં નહાવાને બાથ કહે છે ત્યારે જ પુરીબાઇ જંપ્યા.'

'નકીરભાઇ! તમેય ભૂતને પીપળો ચીંધો છો ને! જુઓને બાયડીની વાત આવી એટલે કેવા ખીલ્યા છે.' એક હાથમાં કડછી ને બીજા હાથે ઓઢણું સરખું કરતાં ચંચી કાકી રસોડામાંથી બહાર નીકળ્યાં; નથુકાકા ખડખડાટ હસતા હતા તે સીતેર માઇલની સ્પીડે ચાલતી મોટર રસ્તામાં જેમ એકાએક ઠપ્પી જાય એમ ઠપ્પી ગયા.

## ૪

## મનામણાં

'**ના,** ના ને ના; તમારા બાપનો બાપ ને તેનો બાપ અદ્ધરથી હેઠો પડે તો યે હા નહીં પાડુ તે નહીંજ પાડું.' પગ ઠોકી, કેડે હાથ દઈ, વાંકી ડોકી કરી ઠસ્સો કરીને ચંચીકાકી તાકી રહ્યાં.

ઓચિંતો ધડાકો થાય ને બાળક માની ગોદમાં ભરાઈ જાય એમ નથુકાકા મારી ગોદમાં ભરાયા. આ ઘર જાણે બોમ્બરોનું ખાસ નિશાન કેમ હોય એમ રોજ નવા ધડાકા થયા જ કરતા. કોઈ દિવસ નથુકાકા તો કોઈ દિવસ ચંચીકાકી—નવો ધડાકો હોય જ. મને તો આ ઘરમાં ગોઠી ગયું હતું. લેખો લખવા 'કાઠિયાવાડ ટાઈમ્સ' સિવાય બીજે હજુ પગપેસારો થયો ન હતો એટલે હું તો નવરોજ હતો. ઘરમાં બાળ બચ્ચાં નહીં એટલે ચંચીકાકી નવરાં; અને નોકરી ધંધો નહીં એટલે નથુકાકા પણ નવરા.

'જેસેકું મીલા તેસા, તેસેકો મીલા તાઈ, ઔર તીન મીલકે તીતુની બજાઈ' એના જેવો અમારો તાલ હતો. નથુકાકા 'લાઇબ્રેરી'-માંથી પાછા ફરે ત્યાં કંઈક તુક્કો લાવ્યા જ હોય.

શ્રીયુત ઓલિયા જોશી 'હસહસાટ' નામનાં પોતાનાં પુસ્તકમાં હસાવનારને સૂચના આપે છે કે 'કલ્પિત કૃત્રિમ પ્રસંગો ઊભા કરવા કરતાં, આપણા જીવનમાં જે જે રમુજી દૃશ્ય કે શ્રાવ્ય પ્રસંગો બન્યા હોય તે તે સ્મૃતિમાં રાખવા જોઈએ.' એટલે આ ઘરમાં ઘૂસવાની મને તક મળી એ તો 'નસીબનાં ખેલ' છે.

'પણ સત્યનારાયણની કથા ઉપર તો નથુકાકા કરતાં તમને વધારે શ્રદ્ધા છે?' મામલો શાંત પાડવા મેં ચંચીકાકીને કહ્યું.

'પણ પૂછો તો ખરા શેની કથા માની છે? કથા કરાવવા જેવું છે શું?' ચંચીકાકીનો જૂસ્સો ઓસરતો જતો હતો.

'અરે નકીરભાઇ! તે દિવસ મજૂર મારો બેટો છત્રી ઉઠાવી ગએલો તેની મેં બાધા રાખી હતી તે-પાછી મળી ગઇ છે. પછી કંઇ કથા કરાવ્યા વગર ચાલે.' નથુકાકાને જીવ આવ્યો.

'છત્રી માટે સત્યનારાયણની કથા ?'

'કેમ છત્રી ! સોળ સળીઆની અસલ હરણ છાપની છત્રી; ભલેને દસ વર્ષની જૂની પણ અત્યારે બજારમાં લેવા તો જાવ !'

'પણ મળી શી રીતે ! એ તો પૂછો.' ચંચીકાકી બોલી ઉઠયાં.

'દીવો ઓલવીને અમે સૂતા ન સૂતાં ત્યાં તો પાસેના ઓરડામાં સંચાર થવા લાગ્યો એટલે મેં જાણ્યું બિલાડું હશે.' નથુકાકા હવે અસલ સ્વરૂપમાં આવી ગયા હતા.

'બિલાડું શું ખાસો ખડખડાટ અવાજ થતો હતો ને ! મેં તો કહી દીધું કે નક્કી ચોર છે. પણ ભાઇ તો માથે ગોદડું ખેંચીને પડી રહ્યા.' ચંચીકાકીએ વાત આગળ ચલાવી.

'ગોદડું ઓઢીને પડી રહ્યો કે પિસ્તોલ લઇને ઉભો થઇ ગયો હતો ?'

'પિસ્તોલ !' મારાથી બોલાઇ જવાયું. નથુકાકા જેવા જૂના જમાનાના માણસ પિસ્તોલ રાખે એ મને નવાઇ જેવું લાગ્યું.

'હા હા પિસ્તોલ. છાપામાં વાંચ્યું કે ચોર ડાકુનો મુકાબલો કરવા વગર પરવાનાની પિસ્તોલ; બે ડગલાં દૂર હોય તો ઘાયલ કરી નાખે–એટલે તરત જ હસનઅલ્લી જુસબઅલ્લી સિદ્ધપુરવાળા, પોસ્ટ બોક્ષ સાડીગપતાલીસ, મુંબઇ, એ સરનામાથી પિસ્તોલ વળતી ટપાલે મંગાવી લીધી હતી.'

'પણ અંધારૂ એટલે શું કરૂં ! નહિ તો સાલાને જીવતો જવા ન દેત. છતાંયે હિંમત ન હાર્યો. તમારી કાકીને ક્યાંક લાગી ન જાય એટલે એક હાથમાં તેને લીધી બાથમાં ને બીજા હાથે—'

'હ હં બોલતાં જરા તો શરમ રાખો.' ચંચીકાકી વચ્ચે જ બોલી ઉઠયાં. 'બીજા હાથે શું નકીરભાઇ ખબર છે? એ તો અવાજ જ કરવા લાગ્યા ને આ અંબાજી માતાની છબી, કબાટનો કાચ બધાનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો.'

'એ તો માણસ મેદાને ચડે ત્યારે એવું જ હોય. તને શું ખબર પડે? યુરોપમાં લડાઇ ચાલે છે તેમાં કંઇક મંદિરો ને મકાનો સાફ થઇ ગયાં-પણ નકીરભાઇ! અંતે વાત ઠેકાણે આવી ગઈ, ચોરની રાડ ફાટી ગઈ. એ તો કહે ભાઇસાબ હું તો મજૂર છું. છત્રી મૂકવા આવ્યો છું. એમ કહી છત્રી સામે ધરી એટલે મેં પણ હથિયાર હેઠાં મૂકયાં.'

'પણ ઇ મારો રોયો આમ છાનોમાનો છત્રી મૂકવા કેમ આવ્યો ઈ નથી સમજાતું.' ચંચીકાકીને એ વિચારો મુંઝવતા હોય એમ લાગ્યું.

'માફ કરજો. પણ વાત જાણે એમ છે કે વહીવટી ઓફીસમાં પહેલાં પટાવાળી કરતો એ રામલો હવે મજૂરી કરે છે તેની મારફત મેં છત્રીનો પત્તો મેળવ્યો હતો. તેને કહેવરાવી દીધું કે નથુકાકા તો ફોજદારી કરવાના છે.'

ત્યારે મુઓ એમને એમ કેમ આપી ન ગયો તે રાતે ગુડાયો.' ચંચીકાકીએ વકીલની અદાથી ક્રોસ કર્યો.

'ફોજદારી કેસનો રેચ એવો લાગ્યો હતો કે સામે આવીને આપે તો તો ચોર ને મુદ્દામાલ બન્ને હાથમાં જ આવે ને?'

'તો તમારે સમજાવીને લઇ લેવી'તી.'

'પણ મારે શીરો ખાવો હતો. મને ખાત્રી જ હતી કે તમારા સ્વભાવ પ્રમાણે બાધા રાખશો જ. પણ આ તો નથુકાકા પણ

અહાળુ છે એ તો આજે જ જાણ્યું, હવે જાણે એમ કરો, આપણે ત્રણ ને કથા વાંચનાર ગોર સિવાય કોઈની જરૂર નથી. શેર શીરો હલાવી નાખો એટલે ચાલશે. કેમ હવે તો હા કહેશોને ?' મેં હસીને ચંચીકાકીને મનામણાં કર્યાં.

'હા ભલે. તમારા માનની ખાત્તર એકજ જ વાર હા; પણ આવી બાધા માટે કોઈ વખત હા નહિ કહું એ શરત' ચંચીકાકીએ મન મોકળું કર્યું ને નથુકાકાનો શ્વાસ હેઠો બેઠો.

મને થયું કે એકવાર તો કામ થયું વળી પ્રસંગ આવે જોયું જશે.

## ૫

## ચીંથરે વીંટ્યું રતન

સત્યનારાયણની કથા માટે ચંચીકાકીએ હા પાડી એટલે બોટાશંકર ભટને સામગ્રી સાથે નથુકાકાને ત્યાં સાંજે હાજર રહેવાની સૂચના આપવા ઘેર ગયો.

'સગાંવહાલાં ને સ્નેહીસંબંધીને કહેવરાવી દીધું છે ને ? નાની કથા કહેવાની છે કે મોટી ?' એક હાથમાં લોટો ને બીજા હાથે બીડીની સટ લેતા બોટાશંકર જાજરૂ જવાની તૈયારી કરતા હતા તે માંડીવાળી વાતે વળગ્યાં.

'મારી સમજ મુજબ, હું નથુકાકા ચંચીકાકી ને બહુ તો મારી બાપડી ને છોકરાં સિવાય બીજું કોઈ નહીં હોય એટલે નાની કે

મોટી કથા એ તો તમે જાણો મને ખબર નથી કે ચંચીકાકીને કઈ ગમતી હશે.'

ખરું પુછો તો નાની ને મોટી કથામાં શું ફેર એ તો હું યે સમજતો નથી પણ માનું છું કે 'પરસાદી' આરોગવા વહેલી મળી જાય તેવી રીતે કથા ઉકેલી નાખે તેને ભોટાશંકર નાની કહેતા હશે.

'તમેય શું જ્યાં હોય ત્યાં રખડયા કરો છો ? ચંચીકાકી ઘેર આવીને બેઠાં છે; હાલો ઝટ કયાંક ફાટી પડશે; તેને ઘેર પોલિસવાળા આવ્યા છે ને ઘર આખું ફેંદી નાખે છે. જાવું હોય તો જાજો પણ જોજો આપણે ઈ કાળી ડગલીના કામમાં વચ્ચે નથી પડવું.' એટલું બોલતાં તો મારી બાયડી હાંફળી ફાંફળી થઈ ગઈ.

વસ્તુસ્થિતિ મારા મૂંઝાયેલ ભેજામાં ઉતરી ગઈ. કારણ કે રસ્તામાં ઠેકઠેકાણે લોકો વાતો કરતા હતા કે રાતે બહારવટિયાએ ગામ ભાંગ્યું અને નથુકાકા ને ચંચીકાકીને ખાટલે બાંધી, રૂપિયા દસ હજારની મત્તા ઉઠાવી પોલિસ આવતાં પહેલાં પલાયન થઇ ગયા.

ચંચીકાકીને યોગ્ય આશ્વાસન આપી સાથે લઈને નથુકાકાને ઘેર પહોંચ્યો ત્યારે ઇન્સ્પેક્ટર સાહેબે નથુકાકાની જુબાની શરૂ કરી દીધી હતી, અને સવાલ જવાબ ચાલી રહ્યા હતા.

'બહારવટિયા આગલે દરવાજે આવ્યા કે પાછલે ?'

'આગલે દરવાજે આવે તો તો ઘરમાં પેસવાય શેનો દઉં !' નથુકાકા ખાટલા ઉપર બેસીને તબિયતથી ઠંડે કલેજે જવાબ દેતા હતા. મને થયું કે જરૂર કંઈક બાફવાના.

'મીસ્તર સીધો જવાબ આપો.' સાહેબ તડૂકયા.

'તે કહ્યું તો ખરું કે મારા દાગીના ને રોકડ રૂપિયા મળી દસ

હજારનું દેવાળું કઢાવતા ગયા; બાકી તો બંદૂકોની ઝડીઓ ઊડતી હોય ત્યાં પોલિસવાળાએ ન ગુડાયા તો અમારૂં શું જોર? હું ને ચંચલી એક બીજાની સોડમાં ભરાઇને ડોળા ફાડીને જોયાં જ કરીએ? શું સુજે? પૂછો ચંચલીને?'

'બળ્યું જરાક તો ભાન રાખો; વાત કરતાં યે આવડે છે? અત્યારે કયાં બહારવટિયા હતા?' ચંચીકાકીનું કલેજું ઠેકાણે ગોઠવાઈ ગયું હતું. કારણ કે દસ હજારની વાત નથુકાકાએ કરી ત્યારે મને પૂછતાં હતાં કે રાજ ચાલશે?

'હુ ઇઝ ચંચલી?'

'ઇ ઇનીસપીટર શું બકયા નકીરભાઈ!'

'એ તો એમ કહે છે કે ચંચીબાઈ કોણ છે?' મેં સમજાવ્યું.

'કેમ કોણ છે? કઇ દો'ને કે તમારા કાકાની પરણેતર ઓરત ચંચળગવરી. આખું ગામ ઓળખે છે ને?'

આ દરમ્યાન સાહેબનું ધ્યાન કબાટના કાચ ને અંબાજી માતાની છબી તરફ ગયું હતું. તેમની આંખ ત્યાંજ ઠરી ગઈ હતી.

'આઇ સી. જમાદાર! જૂઓ ગોળી બહાર સામેથી થયેલો છે. પણ તે તરફ બારણું નથી ને આ લોકોને મારવાનો બહારવટિયાનો ઈરાદો ન હતો તો પછી એ તરફથી શા માટે ગોળી બહાર કર્યા હશે એ કંઈ સમજાય છે?'

'એમાં સમજવાનું શું હોય સાહેબ! એ કયાં તમારી પેઠે ટ્રેઈનીંગ કોલેજમાં ખીચડા ખાઇને આવ્યા હોય તે નિશાન લઇ શકે? પણ તો યે મારા બેટા જયાં હોય ત્યાં ફાવે છે તો ખરા.' નથુકાકા વચ્ચેજ કૂદી પડયા.

'શટ અપ, મીસ્તર તમે પુલીસ જેવા લાગો છો ?'

'તે કેમ ન લાગે ? આ તમારા જેવું પાટલુણ ને ટોપો પાછે તો તમારા કાકા પૂલિસનેય પાણી ભરાવે ! કેમ નકીરભાઇ બોલતા નથી !' ચંચીકાકી રંગમાં આવી ગયાં.

શું બોલું ? પોલિસવાળા, પંચવાળા બધા છાનું છાનું હસતા હતા. મને થયું કે હવે વહેલું પતે તો સારૂં નહીંતો ક્યાંક 'ઇનીસ-પીટર'ની કમાન છટકી ને વધારે તપાસ કરતાં હસનઅલ્લી જુસબ-અલ્લી સીદ્ધપુરવાળાની વગર પરવાનાની પિસ્તોલ હાથ આવી જશે તો ખાણુ બગડી જશે. એટલે વચ્ચે પડી જેમ તેમ કરી સમજાવી જુબાની પૂરી કરાવીને ફક્ત ગૂમ થયેલ માલની જ યાદી ઉપર વાત આવી.

નથુકાકાને મેં જેવા ધાર્યા હતા તેવા સરલ નથી એમ મને સમજાઇ ગયું; ચીંથરે વીંટયા રતન હતા. એમણે તો બરાબર દસ હજારનો તાળો મળે એ મુજબ દાગીનાનું વજન, કિંમત વગેરેની નોંધ કરાવી.

'બીજુ કંઇ ગયું છે ! પાછળથી લખાવશો. તે નહીં ચાલે.'

'હા હા ગયું છે કેમ વળી ! મને તો પૂછયું જ ક્યાં છે ? તમારા કાકાએ તો એનું જ ગાયું. ઘરની માલ મિલકતમાં અડધી ભાગેદારી મારી છે. લખો, હું પરણી ત્યારે મારી દાદીએ કન્યાદાનમાં આપ્યા હતાં તે લાલ ચણોઠી જેવાં હેમે મઢેલાં હાથીદાંતનાં બે બલોયાં–'

'જમાદાર તમે લખી લેજો હું જાઉં છું; પછી સહી કરી આપીશ. આ લોકોએ આજે મારો જીવ લીધો.' સાહેબ તપાસમાં આવ્યા હતા એ મહેરબાનીની ખાતર એમ તે માનતા હશે.

'આ કોઇ બીજી લૂંટનો માલ પકડાશે ત્યારે ઠોકી પાડીશ કે

મારૂં છે; તુક્કો લાગ્યો તો તીર નહીં તો થોથાં.' બધા વેરાયા પછી નથુકાકા ખડખડાટ હસી પડયા, ને સામે હાથ ધર્યો.

'રાખીએ બાધા; આજનો શીરો બાકી છે, ચંચીકાકી બીજી-વાર પણ હા પાડશે જ.' મેં સામે ધરેલા હાથ ઉપર તાળી ઠોકી; ચંચીકાકી પણ મરકી ગયાં.

## ૬

## 'જીવતો રહે નર તો ફરી બિછાવે ઘર'

'હેં દીકરા ! તે ઈ મારા રોયા ઘરમાંથી સંધુય લઇ ગ્યા.'

પાછળ જાણે વાઘ પડયો હોય એમ મુઠી વાળીને મારા ઘર તરફ એક શ્વાસે નથુકાકાને દોડતા આવતા જોઇ હું મારી બેઠકનાં બારણાંની બહાર નીકળ્યો ને ઉપર મુજબ એક ડોશીમાએ પ્રશ્ન કર્યો. નથુકાકા આ પ્રશ્નથી-જાણે વધારે ચમકયા હોય એમ ડોશી તરફ જોયું ન જોયું કરી ખેલ પૂરો થતાં સરકસનો સિંહ જેમ પીંજરામાં પેસી જાય એમ ઘરમાં પેસી ગયા.

"મારા બેટા લોહી પી ગયા નકીરભાઇ ! લાઇબ્રેરી તો લાઇબ્રે-રીમાં, રસ્તા ઉપર, શાક મારકીટમાં જ્યાં જાઉં ત્યાં જાણે કેમ હું બહુરૂપી હોઉં અગર તો સિનેમાનું કારટુન હોઉં એમ માણસો ટોળે વળી જાય છે. કેટલા બહારવટિયા હતા; શું શું ગયું; 'ચંચીકાકી' એજ ઓરડામાં સૂતાં હતાં કે બીજા ઓરડામાં; બ્હીક તો લાગી હશે—એવા હજારો સવાલ, જાણે કેમ પોલિસ અમલદારના દીકરા

હોય; એમ પૂછે જ જાય–કેટલાકને જવાબ દઉં !' નથુકાકા એક શ્વાસે આખું બોલી ગયા ને બેઠકમાં બેઠેલા ચારેક ગૃહસ્થોને જોઈ પાછા ભડકયા.

'એ તો આપણાં સંબંધી છે. ન ઓળખ્યા ? એ લોકો પણ તમારે ત્યાં લૂંટ થઇ એ બાબતનો જ ખરખરો કરવા આવ્યા છે.' નથુકાકા બોલવામાં વધારે ન બાફી નાખે એટલા માટે મેં ચેતવણી આપી.

'સંબંધી, ખરખરો !' નથુકાકાના હોઠ ફફડતા જ રહ્યા પણ આંખો ચોપડાવી કે શું બોલ્યાં એ અમે કોઇ ન સમજ્યા.

'લ્યો હાલો ભાણુજીભાઇ ! એક સપાટે દસહજારની માલમિલકત જાય પછી માણસ ગાંડુ જ થઇ જાય ને ! આતો નથુકાકા છાતીચલા નહિ તો બીજો હોય તો ફાટી જ પડે.' ઘરમાં પેસતાં જ નથુકાકાએ બળતરા કાઢેલ એ સાંભળીને જ આ ગૃહસ્થો ઉભા થઇ ગયા હતા તે હવે ઘર બહાર નીકળી ગયા.

'હેં અદા ! ઇ બાલાવતિયા દાદીમાનેય લઇ ગયા !' મારું બીજા નંબરનું નંગ–બબલી, ફળીઆમાં રમતી હતી ત્યાંથી નથુકાકાનો અવાજ સાંભળી દોડી આવી ને ધબ્બ લઇને નથુકાકાના ખોળામાં ઝંપલાવ્યું.

મને થયું કે હમણાં નથુકાકા એક ચોડી દેશે. પણ પોતાને સંતાન નહિ એટલે મારાં છોકરાં ઉપર વહાલ રાખતા; ને વળી ચંચીકાકી સહીસલામત હેમખેમ ઘેર જ હતાં એટલે નથુકાકા મારા તરફ જોઈ મલકી ગયા ને બબલીના માથે હાથ ફેરવ્યો.

'દેવ પધાર્યા તમારા ઘેર ને પોઠિયો ખાય અમારે ઘેર !' મારાં શ્રીમતી નથુકાકા માટે ચાનો પ્યાલો લઈ રંગભૂમિ ઉપર આવ્યાં.

''આતો બોલે છે કે બકે છે' એમ મને લાગ્યું ને નથુકાકાને પણ તેમ જ લાગ્યું હશે કારણ કે હું તેમનાં સામે જોઉં ને એ મારા સામે જુએ.

'હાય હાય ન સમજ્યા ! આ બબલીના બાપા તો કહે કે રાતી પાઇ પણ ગઇ નથી ને બીજાની ચોરીનો માલ પકડાય તો તમને તો પાંચ દસ હજાર મળી પણ જશે; પણ આ માણસો અમારે ઘેર પુછપરછ કરવા આવે ને ચાના પ્યાલા ઢોંચતા જાય છે.' શ્રીમતીએ સ્પષ્ટિકરણ કર્યું ને અમે બધાં હસ્યા.

ચંચીકાકીની ઘેર શી વલે થતી હશે તેની ફીકર નથુકાકાને પેઠી. તેમના આગ્રહથી હું તેમની સાથે ઉપડયો. ઘર આગળ પહોંચતાં જ કલબલાટ સાંભળી નથુકાકાના ચહેરાનો દીદાર પાછો ફરી ગયો.

દસ પંદર બૈરાંઓ ચાના પ્યાલા ઢીંચતા હતા. ચંચી કાકી પ્યાલા લાવવા ને લઈ જવામાં જ ફેરા મારી રહ્યાં હતાં. વાત એજ. બહારવટિયા શું લઇ ગયા ને શું ન લઈ ગયા. ચંચીકાકી તો 'વજર છાતી'વાળાં નહીં તો બીજી બાયડી તો ફાટી પડે. એ તો સારૂં થયું કે નથુકાકાને કે ચંચીકાકીને ગોળી ન લાગી. પૈસા તો મળી રહેશે.' બે કાને આંગળાં ખોસી નથુકાકા બેઠકના ખંડમાં પેસતાંની સાથે જ ખચકાઇ ગયા.

છોકરાંએ શેતરંજી બગાડેલી તે એક બાઇ સાફ કરી રહી હતી. બે છોકરા ત્રણી ખાટલે જ ચડી બેઠા હતા. એક છોકરો વળી નથુકાકાનો ડંડો લઇ 'જોઇલે બંદો બારવટિયો' એમ કહી ડંડો સામો ધરે ને 'ભમ ભમ' કરતો જાય ને જ્યાં આવે ત્યાં ઠોકે રાખે. કબાટનાં કાચ બે ત્રણ વધારે ફૂટી ગયા હતા. બે ત્રણ છબીઓ નીચે પડેલી હતી. નથુકાકાનાં છાપાં, કપડાં બધું અસ્તવ્યસ્ત કરી નાંખ્યું હતું.

'એય બહારવટિયાના દીકરા બહાર નીકળ.' નથુકાકાનો જુસ્સો રોકાયો રોકાય તેમ નહતો. છોકરાં ને બધી બાયડી, બોમ્બ પડે ને માણસ ભાગે તેમ ભાગી નીકળ્યાં.

'કાં નથુકાકા છો કે ! ગજબ થઇ ગયો.' કપડાં ઉતારીને નથુ-કાકા બેસવા જતા હતા ત્યાં બહારથી અવાજ આવ્યો ને બારીમાંથી ડોકું કાઢી અમે જોયું તો ગાડામાંથી બે મરદ, ત્રણ સ્ત્રી ને બે નાનાં છોકરાં ઉતરતાં હતાં.

'નકીરભાઇ ! હું શું કરૂં !' નથુકાકા રડું રડું થઇ રહ્યા ને મને દયા આવી.

'કેમ ભાઈ? કોનું કામ છે?' અંદર પેસે તે પહેલાં બારણે આડા હાથ દઇ હું ઉભો રહ્યો.

'નથુકાકા અહીંઆ જ રહે છે ને ! આતો અમારા ગામના હવાલદારે વાત કરી કે બહારવટિયાએ નથુકાકાનું ઘર લૂંટયું એટલે થયું કે લાવો ખબર કાઢી આવીયે.' એક જણે આગળ આવી કહ્યું.

'નથુકાકા રહેતા તો અહીંજ પણ અપશુકનિયાળ ઘર માનીને ઘર બદલી નાખ્યું છે અને મન હળવું કરવા વેરાવળ તરફ સગાવહાલે ઉપડી ગયાં છે.' એમ કહી મેં બારણું બંધ કર્યું.

'નકીરભાઇ ! આ શુ બાફ્યું !' નથુકાકાએ હળવેથી કહ્યું ને ચંચીકાકી પણ સજડ થઇ ગયાં.

'કંઈ નહીં એતો જે થયું એ ખરૂં. તમે પાછલે બારણેથી મારા ઘર ભેગા થઇ જાવ ને હું આગળને બારણે તાળું મારીને આવી પહોંચું છું.'

નથુકાકા અને ચંચીકાકીએ પાછલાં બારણા તરફ પ્રયાણ કર્યું.

૭

# 'ગામોતરૂં'

'તારો ધણી મરે તા–રો એ !'

'તું તારે પડી રે'ને; ગાડીત તો બળદને હાંકોટે છે; તારો ધણી તો આ ખેમકુશળ બેઠો.' અર્ધ નિદ્રામાં ને અર્ધ જાગ્રત દશામાંથી ચંચીકાકી હડફ દઈને બેઠાં થઈ ગયાં હતાં તેને સંબોધી નથુકાકાએ કહ્યું. તે હસ્યા ને મને પણ હસવું આવ્યું. ચંચીકાકી ટૂંટિયા વાળી પાછા ગોઠવાય ગયાં.

'અલ્યા, બળદ માગીને લાવ્યો છે ?'

'કેમ માગીને ! આઠ વીહું ખરચ્યા છે; હજુ તો પૂરા બે મહિનાયે નથી થયા, હોવે' માલીકીહક ઉપર છીણી મૂકાય છે એ ગાડીતને ન ગમ્યું હોય એમ લાગ્યું; તેના અવાજમાં બાપનો માલ છે એમ બતાવવાની મક્કમતા હતી.

'હશે બાપા હું તો અમથો પૂછતો હતો. તેં એમ કહ્યું ને કે 'તારો ધણી મરે' એટલે મે જાણ્યું ધણી કોઈ બીજો હશે; નહિ તો ઓછું કંઈ કોઈને મરવાનું મન થાય છે ?' વાતે પંથ કપાય એ હેતુથી નથુકાકાએ આગળ ચલાવ્યું.

'ઈ તો એમ કે'વાય; બાકી ઓછા કંઈ મરી જાઈએ છીએ. તમને ગમ ન પડે. અમારે ખેડુને બળદ પહેલાં ને છોકરાં પછી એટલે બળદને સોગન ન ઘાલીએ.' અમારી મૂર્ખાર્મિ ઉપર ગાડીત મૂછમાં હસ્યો ને 'ડા...ભા' એમ કહીને બળદનું પૂછડું આમળ્યું.

'સોગન ખાવા ને સોગન દેવા એનો શું અર્થ હશે! મને તો કંઈ સમજાતું નથી. લાડો ને લાડી પરણીને પાટે બેસે પછી કોણ જાણે કેટલીયેવાર 'તમારા સોગન' ને 'મારા સોગન'ના ઉમળકા ઠલવી નાખતા હશે પણ ઘર સંસારનું ગાડું આગળ ચાલે ત્યારે ઇ સોગન ને બોગન બધુંયે......' એક હાથે ચીટિયો ભરી બીજે હાથ ચંચીકાકી આડે પડયાં હતાં તેના સામે ધરી નથુકાકાએ તેમની હાજરીનું મને ભાન કરાવ્યું.

'કોક તો વળી મારા બેટા વાતે વાતે બાપનાં સોગન ખાય ને બાપ કાં તો મરી ગયો હોય.' વિષયને વળગી રહી નથુકાકાએ આગળ ચલાવ્યું.

'ને કોઈ વળી ભગવાનના ને કોઈ અંબાજીના ને કોઇ......'

'સોગન ખાય એ સદાય જૂઠા. નકીરભાઇ! તમારા કાકા કહેશે 'તારા સોગન શાક લઇને હું હમણા આવ્યો સમજ, ત્યારે ભાઇ ત્રણ કલાક લાઇબરીમાં પડી રહે.' ચંચીકાકીએ પડખું ફેરવ્યું ને અમે શાંત થઇ ગયા.

દસ હજાર રૂપિયાની મત્તા બહારવટિયા લૂંટી ગયા તેનો ખરખરો કરવા આવેલા નથુકાકાના સગાંવહાલાને ઘરમાં પેસે ત્યાર પહેલાં જ ધોયેલા મૂળા જેવા વિદાય કરી, હું નથુકાકા ને ચંચીકાકી મારે ઘેર ગએલા. થતાં થઇ ગયું પણ ગામમાં રહેવામાંયે સાર નથી! નહિ તો આજૂબાજુના સગાવહાલાં રોજ જીવ ખાશે એમ તો નથુકાકા ને ચંચીકાકીનાં મનમાં પણ ઠસી ગયું.

'પણ જવું ક્યાં' એ વિકટ સવાલ હતો, 'હાલોને જાત્રાએ, મનખાદેહ કંઇ ફરી ફરીને આવવાનો છે?' એમ ચંચીકાકીએ

સૂચના કરી ત્યારે નથુકાકાનું મન પણ અડધું તો પલળી ગયું. ' પણ તો તો અમેય આવીએ' એમ જ્યારે મારી બાયડીએ કહ્યું ત્યારે બબલો, બબલી ને બચુડાની માયાને લઇ આ ' ગાડી ચીકાર'ના જમાનામાં શી રીતે રેલ્વેમાં મુસાફરી કરવી એ વિચારે મને ધ્રુજારી છૂટી.

મારાથી બહુ દિવસ બહાર રખડાય નહીં; બહારવટિયા પકડાય તો ઓળખ માટે મારે જવું પડે. ગેરહાજર હોઉં તો પછીથી પોલીસવાળા લોહી પી જાય. મારી મુસીબત કળી જવાથી નથુકાકા મારી મદદે આવ્યા.

બહુ જ વાટાઘાટ પછી અમે એ નિર્ણય ઉપર આવ્યા કે દસેક ગાઉ દૂર લાલપર ગામે મારા સંબંધી ચકાભાઇ શેઠને ત્યાં મહેમાન થઇને, મારે, નથુકાકા ને ચંચીકાકીએ જવું ને સવાર પહેલાં ગાડું જોડાવી છૂ થઇ જવું.

ને ઉપર કહ્યા મુજબ અમારૂં ગાડું આગળ ધપી રહ્યું હતું.

'રસ્તો તો બરાબર છે ને?' ગાડીત આડાં ઉપર માથું ઘાલી ઝોકાં ખાતો હતો એટલે નથુકાકાએ કહ્યું.

'હોવ લાલાપર તો સો ફેરા જઇ આવ્યો હઇશ.' એમ કહી ગાડીતે આડું અવળું જોયું ને કઇક વિચારમાં પડયો.

'બેટીના બાપ! રસ્તો તો બે ગાઉ પહેલાં ફંટાયો ને મારી સાહુના આ બળદે જોયા વિના દીધે જ રાખ્યું.'

બળદને દીકરા કરતાં વધારે ગણનાર ગાડીતે હવે તેમને સાળાપદ આપ્યું એથી અમને હસવું આવ્યું. જો કે બેને બે ચાર ગાઉનો ચક્કાવો ખાવાનો એટલે ચીડ તો ચડી; પણ ગાડું ઉપડયું ત્યારે જ

ચંચીકાકીએ કહેલું કે અપશુકન થાય છે. કારણ કે કુતરાંએ કાંતો પૂછડી ને કાંતો કાન પટપટાવ્યા હતા.

રાતનો ઉજાગરો એટલે પછી તો મને ને નથુકાકાને પણ ઝોકું આવી ગયેલું. ગામમાં પેસતાં જ ગાડીતે કહ્યું કે લાલપર આવી પહોંચ્યા ત્યારે ગધેડાને ડફણાવતો કુંભાર સામે મળ્યો તેને પૂછતાં 'સનાન' સમાચાર મળ્યા કે ઘેર તાળું મારી ચકાભાઇ શેઠ બાયડી છોકરાં સાથે ગામોતરે ગયા છે.

## ૮

## " જીવનનાં વહેણ "

' બળ્યા તમારા દસ હજાર! મારૂં તો માથું ફૂટી ગયું. '

અમે ગામોતરે નીકળ્યા ને ચકાભાઇ શેઠને ય ગામોતરે જવાનું કેમ સુજ્યું હશે; નીકળતી વખતે કુતરાએ કાન કે પછી પૂંછડી પટપટાવી અપશુકન કેમ કરાવ્યા હશે; નથુકાકા ને ચંચીકાકીને લાલ-પર ઢસડી લાવવાની મેં ક્યાં ઉપાધિ વહોરી? એવા વિચારોમાં હું અટવાયો હતો ત્યાં તો 'ઉતરવાના ઠેકાણાં નથી તંઇ ઇંયા શું જખ મારવા ગુડાયા છો? ઢાંઢાને ક્યાં સુધી ભુખે મારૂં? હું તો જાઉં છું ભમતને ઘેર; પાછા ટળવું હોય તો સાબદા રહેજો; દૂંગણુ કરીને અબઘડી આવું છું.' –ગાડીતે જોતરાં છોડી બળદને વહેતા મૂકયા ને ગાડું ઉલળ્યું; ચંચીકાકીનું મોઢું ભટકાયું પાટીમા સાથે; નથુકાકા ચંચીકાકી ઉપર ને હું નથુકાકા ઉપર.

' હાલો પાછા. ઇ ઇનીસપીટર અને ગામલોકોને કહી દ'શું કે

બહારવટિયા ફારવટિયા કોઈ આવ્યા નો'તા. મારો રોયો ઘરમાં ઘલાય રીયો એનાં કરતાં છત્રી મૂકીને જતાં રહેતાં મજૂરને શું પથરા પડયા હશે !' ચંચીકાકીએ બન્ને હાથે માથું પકડી રાખ્યું હતું.

'ઘરમાં ઘૂસ્યો ત્યારે મારી નજરે પડયો હોત તો સાળાને ખબર પાડી દેત.' છત્રીની જ આ બધી રામાયણ છે એમ નથુકાકાને પણ લાગ્યું.

'પાડી ખબર ! એણે છત્રી સામે ધરી ત્યારે તો લઈ લેતાં ભાઈનાં હાથ પગ ધ્રુજતા હતા. એ તો મેં લઈને ઠેકાણે મૂકી એમ કહો.'

આમ તો મારાં ભેજામાં ભૂસું ભરેલું છે પણ કોઈ વખત સ્ફૂરણના ઝરણ વહેવા માંડે છે. કંઈક એવો જ રસ્તો સૂઝી આવે કે સમય સચવાય જાય; પછી પરિણામ ગમે તે આવે. નથુકાકા ને ચંચીકાકી લમણાંઝીક કરતા હતા દરમ્યાન ફૂલીબેન મહેતીજીને ઘેર ધામા નાખવાનું બની શકે તેમ છે એમ મેં નક્કી કરી નાખ્યું. ફૂલીબેનની દીકરી કલી કુંવારી હતી ને ચંચીકાકીના ભાઈનો છોકરો રસીકો પણ કુંવારો એટલે કલીનું માગું કરવા આવ્યા છીએ એમ ઠોકી બેસાડવું.

પાસા સવળા પડયા. ચંચીકાકીએ તો મારા દુખણા લીધાં. ફૂલીબેનને ઘેર જઈ વાત કરતાં મા દીકરી બન્ને મારી સાથે ગાડું પડયું હતું ત્યાં સુધી આવ્યાં ને પોટકાં ઊંચકવામાં પણ મદદ કરી.

ચંચીકાકીને આ ઘરમાં ઘડીભરમાં ગોઠી ગયું. ફૂલીબેનને 'સમજ પડી, આ વાત તેમ છે, આ વાત આમ છે' એમ ચીપી ચીપીને બોલવાની ટેવ હતી; નથુકાકાને પણ સાંભળવાની મઝા પડતી હોય એમ લાગ્યું.

'મારી કલી જેવી તો જીવરી છોકરી કોક પાકે, સમજ પડી ! ત્રીજી ચોપડીમાંથી પાંચમીની પરીક્ષા આપી ને પહેલે નંબરે પાસ થઇ; સીવણુ ગૂંથણુ તો એના જેવું કોઇનું નહીં; દસ જણાની રસોઇ કરવાની હોય તો વાત વાતમાં કરી નાખે; પાણીનાં બેડાંયે ભરી આવે, સમજ પડી ? તેનાં બાપ પાછા થયા ત્યારે તે બે વર્ષની—'

'મારો રસીક પણુ કંઇ ઓછો નથી ફૂલીબેન ! મોટી ઇસ્કુલમાં (કોલેજ) અંગ્રેજી ભણે છે; બેલબોટ રમે છે; ઝારા જેવું બેટ આવે છે ને ઇ યે રમતાં આવડે; કોટ પાટલુણુ પહેરીને પટીયાં પાડે ત્યારે જુઓ તો જાણે મુઓ સાહેબલોકનો છોકરો. મારે પેટ સંતાન નહીં એટલે તમારા કાકા તો કહે છે કે રસીકાને ખોળે બેસાડીએ.' કલી કરતાં રસીકો ઓછી માયા નથી તેનો ચાંચીકાકીએ સ્ફોટ કર્યો.

ગાડી પાટે ચડી ગઇ હતી. ખાવા પીવામાંથી પરવાર્યા બાદ હું ને નથુકાકા જરા આડા પડખે થયા; ફૂલીબેન કન્યાશાળામાં હાજરીની ખાતર હાજરી આપવાં ગયાં, બાકી તો શાળામાં ન જાય તોયે કોણુ પૂછે ? ગામડામાં ખાતાના મુખ્ય અધિકારીઓ આવી બાબતમાં સ્વતંત્ર હોય છે.

ચંચીકાકીએ કલીનો ચાર્જ સંભાળી લીધો ને તેનું માથું હોળવામાં, તેની સાથે બેસી રસોઈ તૈયાર કરવામાં એવા અનેક કામોમાં, બાપનું ઘર ગણી રોકાઈ રહેવા લાગ્યાં.

બીજાદિવસે ફૂલીબેન તો નથુકાકા સાથે અનેક ચાલુ પ્રશ્નોની છીણુવટ કરવા લગ્યા. નથુકાકાએ 'લાઇબ્રેરી' માથી સમાચારોનો ભંડાર ભેજામાં ભર્યો હતો તે સાંભળી સાંભળી ફૂલીબેનની નજરમાં નથુકાકા અદ્દભુત પુરૂષ જણુવા લાગ્યા.

' સમજ પડી ? મને નથી સમજાતું કે વડોદરા નરેશ એક પત્ની ઉપર બીજી પત્ની કરે તેમાં દુનિયાને શું ? '

' તમને નથી સમજાતું તો ' સમજ પડી ' એમ અમને કહો છો એનો શું અર્થ એ અમને નથી સમજાતું ' એમ ફૂલીબેનને કહી નાખવા મને મન થઈ આવ્યું પણ બોલીને બગાડયા વગર બે ત્રણ દિવસ કાઢી નાખવા એમ જાણી હું ઉઠીને આઘો ગયો.

'એ પ્રશ્ન જ મહાન ગંભીર છે. લેખકો લખી લખીને થાકયા પણ એમાં કોઇને સમજ પડે એવું છે જ નહિ. દાખલા તરીકે તમારી કાકીને સંતાન નથી એટલે હું બીજી પત્ની કરૂં તોયે સમાજ તો મને લઈ નાખે. પણ......'

'સમસ્ત સમાજનો સૂર તો ગાડરિયા પ્રવાહ જેવી આદતમાંથી ઉદ્‌ભવે છે પણ વ્યક્તિગત જીવન જોઇએ તો કયો પુરૂષ કે સ્ત્રી કોઇ પણ પ્રકારની ખામી વગરનાં હોય છે? સમજ પડી? એમ તો વિધવા વિવાહ—''

'તમારા કાકા સાથે વાતોમાં ઉતરશો તો માથું પાકી આવશે ફૂલીબેન! એતો લાઇબ્રેરીમાંથી રોજ નવું તોફાન શીખી આવે છે.'

ચંચીકાકી કલીનો ચાર્જ છોડી ઓરડામાં આવ્યાં ને ફૂલીબેન વાતો કરતાં કરતાં નથુકાકાને પાસે આવી ગયાં હતાં તે બોલતાં અટકી જરા આઘાં ખસી ગયાં.

નથુકાકા ને ફૂલીબેનની વાતોનું વહેણ જે તરફ વળતું હતું તે ઉપરથી મને તો થયું કે એ બન્નેની ગાડી 'મીટર ગેજ'ના પાટા ઉપરથી 'બ્રોડગેજ'ના પાટા ઉપર ચડી રહી હતી. જે થાય તે ખરૂં.

૯

# 'ઓની બુદ્ધિ પાનીએ !'

'ગુજરાત યુનિવર્સિટી અસ્તિત્વમાં લાવવા હજુ તો કેટલાયે ભોગ આપવા પડશે નહીંરબા...ઇ !' માથા ઉપર પાટો બાંધ્યો હતો તેની ઉપર હાથ ફેરવતાં નથુકાકા પથારીમાંથી અડધા બેઠા થઇ ગયા.

'હું તો હજુયે કહું છું કે આવા અખતરાઓ માટે ગામડાની પ્રજા તૈયાર નથી, સાક્ષરો અને શેઠીઆઓ શહેરમાં કુટી લેશે.'

'તમને ખબર નથી. આવાં છમકલાં તો સાક્ષરો ને શિક્ષિત વર્ગની સભાઓમાં પણ થાય છે. એ લોકો પણ ફક્ત કલમથી લડે છે એવું નથી; કોઇવાર ખુરશી ને ટેબલ પણ ઉછાળે છે.'

'દુ:ખાવો કંઇક નરમ પડ્યો કે નહી ?' ફૂલીબેને આવી નથુ-કાકાનાં માથા ઉપર હાથ ફેરવ્યો ને તે બન્નેની આંખોમાં કંઇક એવા પ્રકારનાં ભાવો જણાયાં કે મને ત્યાંથી ઉઠીને જતા રહેવાનું ઠીક લાગ્યું.

નથુકાકા ને ફૂલીબેનનાં દિલનો સુમેળ વધતો જતો હતો. ચંચી-કાકીને આનો ખ્યાલ હશે કે કેમ એ મને સમજાતું ન હતું પણ એ તો કલીમાંથી નવરાં થતાં ન હતાં એટલે નથુકાકા ને ફૂલીબેનને સાથે બેસવાનો મોકો મળી જતો હતો. હું જ ફક્ત ઊજડ એરંડા જેવો એકલો પડી જતો હતો; ઘેર પાછા ફરવાની વેતરણ કરતો

હતો પણ ન તો નથુકાકા કે ન તો ચંચીકાકી ઘેર જવાનું નામ પણ લેતાં હતાં.

ફૂલીબેનને પોતાનાં જ્ઞાનનું અભિમાન હતું ને 'લાઇબ્રિરી'માંથી મેળવેલ જ્ઞાન માટે નથુકાકાને પણ ખુમારી હતી. મેં તો ઘણું યે કહેલું કે ગામડામાં ગુજરાત યુનિવર્સિટીની વાતમાં કોઈ સમજશે પણ નહિ પણ જ્યારે, ગામડાંની જનતાને તૈયાર કરવા માટે સભા ભરવાની તો આવશ્યકતા છે એ વાતને એ બન્ને વળગી રહ્યા ત્યારે હું પાછો પડયો.

ગામમાં ફૂલીબેનનાં ભણતરનું કંઇક વજન હતું એટલે મુખીએ મને ક્રમને રાતે સાદ પડાવી દીધો કે ચોરામાં આવતી કાલે સવારે શ્રીમાન નથુકાકાનું ભાષણ છે.

આવો પ્રસંગ આ ગામમાં કદાચ પહેલી જ વાર હશે. ફૂલીબેન, કલી ને હું અગાઉથી ચોરામાં હાજર થઇ ગયા હતા; નથુકાકા ને ચંચીકાકી શણગારેલ ડમણિયામાં નિયત સમયે 'પધારવાના' હતા.

'એલા ઇ નથુભાઇ શેની કથા કહેવાનો છે?' ઓડિયન્સમાં આબાલ વૃદ્ધ ચાલીસેક માણસોનો સમૂહ ભેગો થયો હતો તેમાંથી ડોશીએ પાસે બેઠેલા જુવાનને પ્રશ્ન કર્યો ને મારૂં ધ્યાન ત્યાં ખેંચાયું. ફુલીબેન તો ઘેર જાણે લગન આવ્યાં હોય એમ અહીંથી તહીં ફરી રહ્યાં હતાં એટલે એકલો પડતાં લોકોની વાતો સાંભળવાની મને ઠીક તક મળી ગઇ.

'કોણ જાણે કથા કે'વાનો છે કે બીજું કંઇ! મુખીને પુછ્યું તો તેને પણ કંઇ સમજ પડતી નથી. મેતીજી તો કયે છે કે ગુજરાતનાં લોકની બોલીનું ભાષણ છે!

'તે ઇને શું બાળવું છે! મેં તો જાણ્યું કે કંઇ રામાયણ કે

મહાભારતની કથા હશે; ગુજરાતનાં લોક કેમ બોલે ને શું બોલે ઈ આપણે શું કામ ?'

'મને તો કંઈ ગરખા નથી, મારા રોયાએ એક ભગતડી ભેગી રાખી છે. ટીલાં ટપકાં કાંઈ નહીં ને જાણે શાહુકારનાં દીકરા; ભભકાબંધતો કપડાં ધાલે છે.' બીજી ઓરતે બળાપો કાઢ્યો ને ચંચીકાકીને ભગતડી બનાવ્યાં એ સાંભળીને મને હસવું આવ્યું.

એવામાં ડમણિયું રમઝમ કરતું આવી પહોંચ્યું. ફુલીબેન હાર લઈને નથુકાકાને આવકાર આપવા ગયાં. નથુકાકાનાં ગળામાં હાર પડ્યો ત્યારે તેમનું દિલ ખીલી ઉઠ્યું હશે એમ જણાયું પણ આ બધો 'લાઇબ્રરી'નો ઓધો બળાય છે એ વિચારે ચંચીકાકી અંદરથી બળી જતાં હશે એમ દેખાતું હતું.

નથુકાકા વટથી ખાટલા ઉપર વિરાજમાન ભવેત ને તરત જ ફુલીબેને આ પ્રસંગ માટે ખાસ તૈયાર કરેલ ગીત કળીએ શરૂ કર્યું.

પધારો, મોંઘેરા મહેમાન પધારો, પધારો;
ગુજરાતી ભાષામાં કરવા સુધારો, વધારો.

વડોદરાની પરિષદે નક્કી કર્યું આ મોટું કામ,
આપે ઝડપ્યું બીડું ભારી જગાડવાને ગામે ગામ.

નથુકાકા શુભ નામ તમારૂં, ચંચીકાકી દેતાં સાથ;
ગાંધીજી ને કસ્તુરબા જાણે પધાર્યા સંગાથ.

ગુજરાત યુનિવર્સિટીનો ઝંડો ઉંચો રહે હમારો;
જય જયકાર આજે બધા મળીને પુકારો, પુકારો—

ગાયન પુરૂં થતાં ફુલીબેને તાળીઓ પાડી પણ એકાદ બે છોકરાં સિવાય કોઈએ સાથ ન દીધો.

'નકીરભાઈ! કળી તો કળી જ છે. જાણે અપસરાનો અવતાર!' ચંચીકાકીએ કહ્યું ને મેં હકારમાં માથું ધૂણાવ્યું.

'ભાઈઓ ને બહેનો!' શરૂઆત કરતાંની સાથે નથુકાકા ખાટલા ઉપર ઉભા થઈ ગયા હતા.

'તમને બધાને ખબર જ હશે કે થોડા વખત પહેલાં શ્રી. 'વડોદરાને વડલે' સાહિત્ય પરિષદ ભરાએલ હતી. તેમાં નક્કી થયું છે કે ગુજરાત 'યુનિવર્સિટીની ખાસ જરૂર છે ને દરેક ગુજરાતી ભાષા બોલતા આબાલવૃદ્ધ નરનારીની ફરજ છે કે—'

'આતો કાઠિયાવાડ છે! ગુજરાતીની વઉ' વચ્ચે એક શ્રોતાજન બોલી ઉઠયો.

નથુકાકા બોલતા હતા કે બકતા હતા એ કોઈને સમજ પડી હોય એમ ન લાગ્યું કારણ કે અત્યાર સુધી એક બીજા સામે ડાચાં વકાસી બેસી રહ્યા હતા; તેમની પણ હવે ધીરજ ખૂટી.

કોઈ કહે 'એલા આતો વટલાવવા આવ્યો લાગે છે!' કોઈ કહે 'ભાંગ પીધી લાગે છે;' 'ઠાકર મંદિરની બહાર કાઢો' એવા કોલાહલ વચ્ચે એકાદ જુવાન નથુકાકા પાસે પહોંચી ગયો. ને હાથ ઝાલી ઢસડયા; વળી બીજા એક લાકડીનો ગોદો મેલ્યો જે નથુકાકાના માથા પર આવ્યો; ફૂલીબેન વચ્ચે પડયા એટલે મામલો કાંઈક શાંત પડયો ને નથુકાકા મૂઠી વાળીને કહીએ તો, ઊભી પૂંછડીએ નાઠા.

કેટલાક તો નથુકાકાની પાછળ પડવા તૈયાર થયા પણ ચંચી-કાકીએ સમય સાચવી લીધો ને તેની અક્કલ ઉપર હું આફરીન થઈ ગયો.

'મારી રાધાને કાને ઝાલ ઝબૂકે'

ચંચીકાકીએ ધૂન લગાવી ને ઉશ્કેરાએલા પુરુષો અને સ્ત્રીઓ નથુકાકાની પાછળ પડવાનું પડતું મૂકી સાથે બેસી એકી સાથે ઝીલવા લાગ્યા કેઃ—

'મારા રાધા ને કાન બે ઝાલર લૂંકે'

મને થયું કે 'સ્ત્રીની બુદ્ધિ પાનીએ' એમ કહેનારા લોકો ખડ ખાય છે. કાને ઝાલ ઝબૂકે કે ઝાલર લૂંકે એ બહુ મહત્વની વાત ન હતી.

## ૧૦

## "જીવન હાસ્ય"

'તેમે તમારે આથડયા કરોને; બાયડી છોકરાં પડયા ખાડમાં. બચુડાને તો ઝાડા ને ઊલટી થઈ ગયા છે, ભગવાન બચાવે ત્યારે. બબલીનો તો પગ ભાંગી ગયો છે. કોણ જાણે દરબારની માનીતી ઘોડી કે વછેરી મરી ગઈ એમાં ત્રણ દહાડાની હડતાલ પડી ને દાણાયે પાડોશીને ત્યાંથી માગી લાવી ત્યારે ખીચડું બાફ્યું. ઓ મારી મા આ રે !'

સિનેમા ફિલ્મમાં નાયિકા બેવફા નીવડેલ પુરુષને ગોખી રાખેલ શબ્દમાં, ખરજનાં સૂરથી શરૂ કરી નિષાદના સૂર સુધી એક શ્વાસે પહોંચી ઝાટકી નાખે છે તેમ ઘરમાં પેસતાં જ મારી બાયડીએ મારો ઉધડો લીધો ને હું બારણામાંજ થીજી ગયો.

આવેશમાં આવેલ માણસ સાથે દલીલમાં નહીં ઊતરતાં મૌન પકડવાથી તેનો ગુસ્સો શાંત થાય છે એમ સાંભળેલું એટલે જાણે

મેં ભારે ગુન્હો કર્યો છે એમ સમજું છું એવું ડાચું કરી કોટ ટોપી ઉતારી ઠેકાણે મૂક્યાં ને મારો બેટો બબલો 'બાપા ! શું લાવ્યા !' એમ કહી સોડમાં ભરાયો તેને પોટલામાંથી 'ગળપાપડી'નો કટકો આપી તેની સાથે વાતે વળગ્યો એટલે બાયડી આંસુ લૂછતી રસોડામાં ગઈ.

બાપનો જીવ છે ને ! બબલી ને બચુડાને જોવા ધીરે પગે ઓરડામાં ગયો તો 'લે આ ઘુઘરો વગાડશું' એમ બચુડાને બબલી સમજાવતી જાય ને બચુડાને ખવરાવવાની બિસ્કિટ મોઢું ફેરવીને ખાતી જાય. મારા મનને શાંતિ થઇ કે ઝાડા ઊલટીથી બચુડો મરવા પડ્યો નથી ને બબલીને હાડવૈદ્યને ત્યાં ઊંચકી જવું પડે તેમ નથી.

જીવન એટલે હાસ્ય.

આપણે જેને દુઃખ માનીએ તે ઘણી વખત બીજાને મન હાસ્યનો વિષય બને છે. ટ્રેઇન ઉપડવાનો વખત થઇ ગયો હોય ને પુરૂષ હાથમાં પોટલાં લઇ આગળ દોડયે જતો હોય, પાછળ બાયડી ને ત્રણ ચાર છોકરાંની લંગર; કેળાંની છાલ કે એવી બીજી કોઇ વસ્તુ ઉપર પગ આવવાથી પુરુષ લપસે ને ઉપડતી ગાડીને સાષ્ટાંગ દંડવત કરે ત્યારે ટ્રેઇનમાં બેઠેલા માણસોને સહજ હસવું આવે છે.

તવંગર ગરીબોની લાચારી ઉપર હસે છે; રાજા પ્રજાની ગુલામી ઉપર હસે છે; વિદ્વાન કે સાક્ષરોમાં મતભેદ થાય ત્યારે એક પક્ષ બીજાની બીન સમજ ઉપર હસે છે; શસ્ત્રધારી નિઃશસ્ત્ર ઉપર હસે છે; અશ્રદ્ધાળુ ભક્તજન ઉપર હસે છે, જ્યારે ગરીબ તવંગરની ખુમારી ઉપર, પ્રજા રાજાના ગુમાન ઉપર, હથિયાર હિત પુરુષ મુંજની માફક તૈલપ ઉપર ને ઇશ્વરપરાયણ પુરુષ સામાની નાસ્તિકતા ઉપર હસે છે.

ખરી રીતે તો મારી બાયડીનાં રોદણાં ને મારા જીવની લે મેલનાં દશ્યો, છૂપાઇને જોનારને હસવાં જેવાં ન લાગે ! જેમ અચુડાની બિસ્કિટ બબલીને ખાતાં મેં જોયું તેમ.

કલીને માટે ચંચીકાકીનો ઓરતો, ફૂલીબેન ને નથુકાકાના સંવનનની ચેષ્ટાઓ, પારકી પંચાતમાં પડી લાલપરનું ગામોતરૂં વહોરી લેવાની મારી તત્પરતા કે મૂર્ખાઇ એ બધા વિચારો આવતા ગયા અને તે દશ્યો નજર સામે તરવા લાગ્યા તેમ તેમ હું એકલો જ હસવા લાગ્યો ત્યાંતો—

ધડ દઇને વેલણું મારા માથા સાથે અફળાયું ને તેજ ઘડીએ મારી બાયડીએ, કોઇ મરતી વખતે પ્રાણુ પોક મૂકે, એવી પોક મૂકી.

'બલાડાંએ તો મારૂં લોહી પીધું; સવારે મારવા ગઇ તો જીભીનો કાચ ફૂટી ગયો, બીજીવાર બબલાને લાગતાં લાગતાં રહી ગયું ને અત્યારે તમને લાગ્યું.' આ બધા વાકયો શ્રીમતી ડૂસકાં ખાતાં ખાતાં બોલતાં હતાં.

'પણ જોઇને ઘા કરતી હોય તો ?' આંખ ને ચહેરો જોતાં બદઇરાદાનું એક ચિન્હ ન જણાતાં મેં શાંત કરવા કહ્યું.

'ત્યારે શું જાણી જોઇને માર્યું હશે.' ને ફરી શ્રીમતીએ સૂર લંબાવ્યો.

મને રોવા જેટલું તો વાગ્યું ન હતું પણ કોણ જાણે કેમ, હું પણ ભેગો સૂર પૂરાવવા લાગ્યો—કદાચ હાસ્યની ફિલસૂફીનાં વિચાર વમળે ચડેલ મનની નિર્બળતા પણ હોય—ને પછી તો બબલો, બબલી ને અચુડીએ પણ હા'ઉંસો ભેગું ધાઉંસો જમાવ્યું ને નજીક નજી-કની હોટેલોમાં રેડિયોનાં જુદા જુદા પ્રોગ્રામ ચાલુ હોય અને રસ્તે

જનારનાં કાને બધા સૂર ભેગા થઇ માથું ફાટી પડવાના ધમકારા શરૂ કરે એવું વાતાવરણ ઊભું થઇ ગયું.

'કેમ નકીરભાઇ! કંઇ માઠા સમાચાર આવ્યા છે કે શું? કોણ મ –'

'કોઇ મર્યું નથી ને મરવાની અણી ઉપર પણ નથી.' હું હેબતાઇને વચ્ચેજ બોલી ઊઠયો, ને અમારા પડોશી પશાભાઇ પણ હેબક઼ઇ ગયા. હું હેબકાયો નથુકાકાને ત્યાં બહારવટિયાની રામાયણ મંડાઇ તેની પુનરાવર્તન શરૂ થશે કે શું એ બ્હીકે ને પશાભાઇ પોતે બોલ્યા નહીં પણ વગર સમજ્યે બાફી નાખ્યું એ ભાન થવાથી.

'આપ પધારો; એ તો મારી બાયડીને એવું રડવાનું કોઇ વખત દરદ ઉપડી આવે છે; ઘણાંયે ઉપચાર કર્યા પણ પાણીમાં; આ નાનાં નાનાં છોકરાં એટલે મારૂં દિલ પણ ભાંગી પડે છે.' એટલું બોલી હું ઊઠયો ને પશાભાઇને બારણાં સુધી વળાવી બારણાં બંધ કર્યા.

જીવન એ હાસ્ય નથી!

## ૧૧

## 'કોઇને કહેશો મા'

'**કાં** નકીરભાઈ છો કે?'

મારા માથા ઉપરના ઘાની કળ વળી હતી પણ શ્રીમતીને ચડેલ રીસની કળ ઊતરી કે કેમ એ જોવા, પશાભાઇને રસ્તો પકડાવ્યા પછી રસોડાં તરફ ધીમે પગલે જતો હતો ત્યાં નથુકાકાની સવારી આવી પહોંચી.

'કોઈને કહેશો મા, નફીરભાઈ! સાલું સ્વપ્નામાં યે ન ધારેલ એવું બની ગયું; ચંચલી જાણી જાય તો ભોગ મળે એટલે જ હું અહીં આવ્યો છું.' બેઠકનાં બારણાં અંદરથી બરાબર બંધ થયાં છે કે નહિ તે ખાતરી કરી, મારી બાયડી પણ ત્યાં નથી એમ આજુ-બાજુ નજર ફેરવી લઈ નથુકાકાએ નવું જ પ્રકરણ ખોલ્યું; મને જરા હસવું આવ્યું.

'કેમ હસો છો ?' નથુકાકાનાં ચહેરા ઉપરની ગંભીરતા કંઈક હળવી પડી ગઈ.

'ન ધારેલા બનાવો તો દુનિયામાં હવે પળે પળે બનતા જાય; પણ કોઈને કહેશો મા એમ તમે કહ્યું એ ઉપરથી મને હસવું આવ્યું. ઘણી વખત એવું બને છે કે 'કોઈને કહેશો મા' એમ કહેનાર માણસે બીજાને કહેલું પણ હોય છે અગર તો પોતાનાં વર્તનથી કહી આપ્યું હોય છે; અગર સાંભળનાર માણસ બીજાને કહેતી વખત એમ જ કહે છે કે 'કોઈને કહેશો મા.' ને પછી તો પાણીમાં પત્થર પડે ને વમળો મોટાં થતાં જઈ વાત છેક કાંઠા સુધી પહોંચી જાય.

'નફીરભાઈ! તમે તો યાર મારી વાતનું જોશ ઉતારી નાખ્યું; સાંભળો તો ખરા, પછી કહેવા જેવું લાગે તો આખી દુનિયાને કહે-જોને, મારે કોઈની સાડાબાર નથી. લાલપરમાં ઓલ્યા રોંચાએ ડાંગનો ગોદો મેલ્યો ને પાટો બાંધી પડી રહેવું પડયું અને ફૂલીબેને આવી માથે હાથ ફેરવ્યો એતો તમે જાણો છો; પણ પછી શું બન્યું ખબર છે? મારાથી ફૂલીબેનનો હાથ ઝલાઈ ગયો.' કોઈ સાંભ-ળતુ નથી ને એ જોવા નથુકાકા ખચકયા.

'તે એમાં શું થઈ ગયું! પુરુષ તો હજારો માણસનાં દેખતાંયે બાયડીનો હાથ પકડે છે.'

'તમેય શું નકીરભાઇ ! એતો લગ્નમંડપમાં પોતાની બાયડીનો અગર તો કોઇ નફ્ફટ માણસ હાલતી બાયડીનો હાથ પકડે પણ આવું હોય !'

'કેમ આવું હોય ! ફૂલીબેને ત્યારે કયા ઘરની બાયડી હતી !'

'એટલે હું નફ્ટ એમને !' એકાંતનો લાભ લેવો એમાં સજ્જનતા હશે એમ નથુકાકા સમજતા હશે.

'નકીરભાઇ ! માનો કે મેં ભૂલ ખાધી પણ ફૂલીબેન પણ કહે કે રહેવા દોને કોઇ જોઇ જશે ! '

'ને પછી વાત વધતી જાય છે.' નથુકાકાની વાતનો ટૂંકમાં અંત લાવવા મેં ગબડાવ્યું.

'વધતી જાય છે શું ! વધી પડી છે; લ્યો જુઓ આ કાગળ; ગાડામાં બેસતી વખતે ફૂલીબેને સીફતથી મારા હાથમાં સરકાવી દીધેલો' ને પાછું કોઇ જોતું તો નથીને એ જાણવા નથુકાકાએ આજુબાજુ જોઇ કાગળ ધર્યો.

પ્રિય નથુકાકા !

આ મારો પહેલો પત્ર છે; ભૂલ ચૂક ક્ષમા કરશોને ? તમે અહીં હતા ત્યારે મારૂં દિલ કેવું હસતું હતું ! સમજ પડી. હવે તો શાળામાં વેકેશન પડે ત્યારે કાકીને ત્યાં આવીશ. એટલે ચંચીકાકીને પણ ગમશે. વધુ હવે પછી. સમજ પડી.'

ભવોભવની તમારી ફૂલી.

તા. ક. તમારા વિના મને જરાયે ગમશે નહીં.

'સમજ પડી નકીરભાઇ !' કાગળ મેં પૂરો કર્યો એટલે નથુકાકાએ સમજ પાડી.

'તમનેય 'સમજ પડી' નો રોગ લાગુ થઈ ગયો કે શું ? આમાં આટલા બધા અકળાય શું ગયા છો. ? આતો સહેલી ને સીધી વાત છે. વિધવા વિવાહ એ તો હવે રમત વાત થઇ ગઇ છે ને દેશના આગેવાનો પણ તેના હિમાયતી છે. ફૂલીબેનનો શો વાંક !'

'પણ ચંચલીનું શુ ?' નથુકાકા વચ્ચેજ બોલી ઉઠયા ને માથું ખંજવાળવા લાગ્યા.

'પણ મને તો લાગે છે કે ચંચીકાકીને પણ સમજાવી શકાય કે સંતાન માટે આ બધું કરવું પડે છે.'

'વાત તો ખરી પણ નકીરભાઇ ! તમે મદદ કરો ત્યારે.'

'અરે હું તો શું પણ આખી દુનિયા મદદ કરે એવો કિસ્સો છે. 'નીત નવું' એ આ જમાનાનું લક્ષ્યબિન્દુ છે.'

'હું કંઇ ન સમજ્યો.'

'હશે સમજાવું. કુંવારી કન્યાને યુવક આગમાંથી બચાવે, ડૂબતાં બચાવે, કોઇ બદમાસના પંજામાંથી છોડાવે; પછી બન્ને વચ્ચે પ્રેમ જામે ને છેવટે પરણે એમ તો સારા લેખકોને પણ પ્રસંગો શોધવા પડે છે. પણ આ તો જુદીજ વાત છે. એક ખડતલ માણસ માર ખાઇને ખાટલે પડે ને છ છોકરાંની મા જેવડી બાયડી માથે હાથ ફેરવીને તેને બેઠા કરે. ને પછી.'

'તમને મશ્કરી સૂઝે છે ? નકીરભાઇ !'

'સાંભળો તો ખરા. ઘેર બબ્બે છોકરાં હોય; એક પત્ની હયાત હોય ને કુંવારી કન્યા સાથે પરણી જાય એવા કીસ્સા તો પેપરમાં ઘણાયે આવે છે પણ આ તો બાયડી આંગળીયે છોકરું વળગાડી

સામે પગલે આવે. નથુકાકા ! હું તો કહું છું કે દુનિયામાં ડંકો વાગી જશે.'

નથુકાકા સાથે છૂટ લઈને વાત કરવાનો આ પહેલોજ પ્રસંગ હાથ આવી જવાથી હું રંગમાં આવી ગયો હતો.

'ને પછી બહારવટિયાની રામાયણ જેવી બીજી રામાયણ નકીરભાઈ ! કોઈને કહેશો મા; હજુ તો આ 'ભેંસ ભાગોળે' , જેવું છે.'

'ને તમેય કોઈને કહેશો મા. મારે એક વાત કરવાની છે.' ને પછી બાયડીએ વેલણું ચોડયું ને પશાભાઈને રસ્તો પકડાવ્યો ત્યાં સુધીની વાત મેં કરી નાખી.

'તમેય ચાડીઆ છો.' શ્રીમતી રસોડામાંથી રંગભૂમિ ઉપર આવ્યાં. ને મને વણમાગ્યો ભડકાઅ આપ્યો. 'જો જો કોઈને કહેશો મા; નકામો ફજેતો; નહિ તો પછી હું એ કહી દઈશ.' નથુકાકાને સંબોધીને શ્રીમતીએ દમ માર્યો ને પછી હસી દીધું.

શ્રીમતીએ સંતાઈને બધું સાંભળ્યું છે એ જાણી હું ને નથુકાકા પણ હસ્યા.

## ૧૨

## 'નવીન શોધ'

'ઘા ના કરે તો અંબાજીની આણ; જા, હવે તારી જેવી મરજી.'

બેઠકનાં બારણાં ખખડાવ્યાં પણ જવાબ ન મળ્યો એટલે હું

પાછળની ડેલીએ ગયો તો ફળીમાં નથુકાકાને ઉપર મુજબ બોલતા સાંભળ્યા; આજે કંઇક નવીન તોફાન છે એમ જાણી કુતૂહલની ખાતર તડમાંથી નજર કરી તો નથુકાકા ફક્ત પોતડી પહેરીને વાંસો ફેરવી ગણપતીની જેમ પાટલા ઉપર ગોઠવાયા હતા ને ચંચીકાકી હાથમાં વેલણું લઇ ઓટલા ઉપર ઊભાં હતાં.

'લ્યો ત્યારે તમારું યે ખસી ગયું છે.' કહી ચંચીકાકીએ ઘા કર્યો ને વેલણુ નથુકાકાથી આઠ હાથ છેટે જઇને પડયુ.

'હું તો માનતો જ હતો કે નહિ લાગે, મારે હાથ નવીન શોધ આવી ગઇ છે. ચંચી ! હવે હું ખાટલા ઉપર બેસું ને તું ફળીમાં ઉભી રહે.'

મને વાત સમજાઇ પણ નવીન શોધ શી રીતે એ ન સમજાયું. બીજી વખત પણ વેલણું આઠ દસ હાથ છેટે જઇને પડયું; કંઇ અણધાર્યો લાભ થાય ને માણસ હરખાય તેમ નથુકાકાનાં મોં ઉપર હરખનાં ચિન્હો પથરાઇ ગયાં.

'બસ હવે એક જ વાર.' એમ કહી નથુકાકાએ ફળીમાં ફાનસની ઘોડી મૂકી ને તેના ઉપર માટલું ઊંધું ગોઠવ્યું; પોતે આઠેક, હાથ દૂર જઇને બેઠા.

'આ માટલા ઉપર નિશાન તાકીને હવે છેલ્લો ઘા કરી લે; માટલું ફૂટી જશે એ બ્હીકે તું બરાબર ઘા ન કરે તો અંબાજીની આણ.'

ચંચીકાકીને રીસ તો ચડી જ હતી ને ફરી આવી અંબાજીની આણ એટલે બધું ય બળ ભેગું કરા કર્યો ઘા પણ માટલું ફૂટવાને બદલે વેલણું ધડ દઇને આવ્યુ નથુકાકાનાં માથા ઉપર.

'બરાબર છે, હું દુનિયાને છક કરી નાખીશ; એન્જીન, વાયરલેસ વગેરે મહાન શોધો આવા નાના ને નજીવા બનાવો ઉપરથી જ થએલી છે; ફક્ત ભેજું જોઇએ.' લંકા બાળવાની તૈયારી વખતે હનુમાન કૂદ્યા હશે એમ નથુકાકા કૂદકો મારી ઊભા થઇ ગયા.

'કાં નથુકાકા! ઉઘાડો. આગળ બારણું બંધ જોઇ ડેલીએ આવ્યો છું.' હવે ખેલ ખલાસ થયો છે ને હરકત જેવું નથી એમ જાણી મેં બારણાં ઠબઠબાવ્યાં.

નથુકાકાને માથા ઉપર લાગ્યું એટલે ચંચીકાકી છોભાં પડી ગયાં હતાં પણ મારો અવાજ સાંભળી છૂટી ગએલ ચોટલો સરખો કરતાં, સંચાર થતાં જેમ ઘૂસ દરની અંદર ઘૂસી જાય તેમ ચંચીકાકી ફફડતે કાળજે ઘરમાં ઘુસી ગયાં.

'નફીરભાઇ! ફતેહનો ડંકો; નવીન શોધ; દુનિયા જાણશે ત્યારે ડઘાઇ જ જશે.' બારણાં ઉઘાડતાંની સાથે નથુકાકા જાણે કૂદવા લાગ્યા.

'તડમાંથી મેં બધુંએ જોયું છે; પણ માથું પંપાળવા ફૂલી-બેનને બોલાવશું?'

'ધીમે બોલો નફીરભાઇ! એલી સાંભળશે તો એોધો બળી જશે.' નાકે આંગળી મૂકી બીજા હાથે મારો હાથ પકડી નથુકાકા મને બેઠકમાં ઢસડી ગયા.

'ફૂલીબેનની વાત પછી; પણ—'

'બેન!' હું વચ્ચે જ બોલી ઊઠયો.

'આવા સંબંધના ગણેશ ભાઇ બેનનાં સંબોધનથી જ

મંડાય છે નકીરભાઇ ! એ તો જમાનાના જાદુ છે, પણ એ વાત પછી. મારે જે વાત કરવી છે એ જાણીને આફરીન પોકારી ઊઠશો.'

'થોડું ઘણું તો સમજ્યો છું. મારી બાયડી બલાડાંને વેલણું મારવા ગઇ ને મને વાગ્યું; ચંચીકાકીએ નિશાન તાક્યું ઘડા ઉપર ને આવ્યું તમારા હડા ઉપર.'

'બરાબર છે; હવે વિચાર શક્તિનો વેગ જરા આગળ બઢાવો. બન્ને બૈરાં; મારવા જાય ક્યાંય ને ઘા જાય ક્યાંય. એટલું તો સમજી શકાય તેમ છે કે બીનાં અવયવોમાં કોઇક ઠેકાણે કંઇક ખામી છે.'

'હાથમાં એટલું જોર ઓછું-'

'એમાં જોરનો ક્યાં સવાલ છે ? સમાન્તરના સિદ્ધાન્ત સાથે કંઇક સંબંધ ખરો. હું તો માનું છું કે હાથમાં નહીં પણ ડોક-માંજ કંઈ ખામી રહેલી છે.'

'ચંચીકાકીએ ઘા કર્યો એ તો તમે પૂંઠવાળીને બેઠેલા એટલે જોઇ શક્યા નહીં હો એટલે ડોકની ખામીનો ખ્યાલ શી રીતે બાંધી શકાય ?'

'એ જ મુસીબત છે; તમારા દેખતાં કંઈ ચંચી ઘા કરે નહીં ને મારા દેખતાં તમારી બાયડી ઘા ન કરે; એટલે આ પ્રયોગ અત્યારે તો આટલેથી જ અટકાવવો પડશે. નહિ તો સાધારણ રીતે ઘણી બૈરીની ડોક વાંકી રહે છે એટલે મારી તો માન્યતાજ છે કે કાંતો બૈરાંને ડોકની એક બાજુની નળી ટુંકી હોય છે; કાંતો રગો ઝલાઇ રહેલી હોય છે; નહિ તો પછી

માથાના એક બાજુના ભાગનું વજન વધારે હોય છે. હું તો માનું છું કે મારી આ શોધથી આખુ માનસેન્દ્રિય શાસ્ત્ર ફરી જશે.' આનંદના આવેસમાં નથુકાકાનો શ્વાસ ઘુંટાઈ ગયો.

'એ અખતરા વધારે; વેકેશનમાં ફ્લીએન ને કલી આવવાનાજ છેને! એતો ઘરના જ માણસ ગણાય.'

'શું કપાળ ઘરના માણસ! નફીરભાઇ! બાપડી કલી તો કલીજ છે; પણ મારો રોયો રસીકો રાંધ્યુ ધાન ઢોળવા બેઠો છે; મેં તો વાત સાંભળી છે કે શીવાભાઇની રૂખલી તેની સાથે મોટી ઇસ્કુલોમાં ભેગી ભણે છે તે એક બીજા પ્રેમ કરે છે. હાય! શો જમાનો આવ્યો છે?' રસોડામાંથી નીકળતાંની સાથે ચંચીકાકી પોતે તો નહિ, પણ તેનાં હાથમાંથી ચ્હાના કપ ઢળી પડયા.

'આ પણ નવીન શોધ.' મારાથી બોલાઈ જવાયું. ને હું ને નથુકાકા એક બીજા સામે ડાચાં વકાસી જોઇ રહ્યાં.

## ૧૩

## 'બાયડીની જાત'

"કેમ મીસ્તર નથુભાઈ શું થાય છે?' બેઠકનાં બારણામાં પગ મૂકતાં જ શીવાભાઇએ પ્રશ્ન કર્યો.

નથુકાકા મૂળાના પતીકાં પાડી રહ્યા હતા એ દીવા જેવી વાત હતી; કેટલાક પ્રશ્નનો જવાબ દેવા જેવું હોતું જ નથી ને પૂછનાર માણસને જવાબ ન મળે તો પણ તેને જવાબ સાંભળવાની ઇન્તેજારી હોતી નથી.

'પધારો પધારો.' નથુકાકાએ કાછડી સમી કરતાં પેરણ ઉતાવળમાં ચડાવી લીધું. શીવાભાઇ 'સબમે' લગતી હૈ' એ જાતનાં ગામના આગેવાન ગૃહસ્થ હતા. કમીશન એજન્ટનું કામ કરે, ધીરધાર કરે ને વખત આવે રાજા રજવાડાના પડખે ચડી જાય ને રાજકારણમાં પણ માથું મારે. આવા ગૃહસ્થ પહેલી જ વાર ઘેર પધારેલા હોવાથી નથુકાકાનાં દિલમાં ગલીપચી થઇ ગઈ.

'જુઓ હું તમને બે શબ્દ કહેવા આવ્યો છું; તમારા વાઇફને જે કહેવું ઘટે તે કહેશો; તેમની રીતભાત સારી ન કહેવાય' સલુકાઇ ભરેલા બોલ હતા પણ મોં ને અવાજ ઉપરથી સમજી શકાય તેમ હતું કે શીવાભાઇનાં દિલમાં ધૂંધવાટ હતો.

'પારકા ઘરનાં હાંડી ઝુમર જોઇને કંઇ ઘરનું હાંલ્લું હડસેલી ન દેવાય; જેવી હોય એવી બાયડી મારી છે; આપને શું ભારે પડયું એ સમજાતું નથી.' નારીપૂજાનો જુગ છૂટતો જ છે એ સિદ્ધ કરવા નથુકાકાએ મથન કર્યું.

'મીસ્તર નથુભાઇ! તમે પણ એ જ ટાઇપના માણસ હો એમ જણાય છે.' શીવાભાઇનો ઉભરો બહાર નીકળી ન શકયો.

'તે એમાં આપને નવાઇ જેવું શું લાગે છે? બન્ને સરખા સ્વભાવના ન હોત તો આજ દિવસ સુધી અમારૂં ઘર સંસારનું ગાડું ગબડયું શી રીતે હોત. પેપર વાંચો છો? છૂટાછેડાનો કાયદો અમલમાં આવી જવા દો ને? પછી જુઓ છીંકલલા લગનની મજા!'

'સાંભળો તો ખરા, તેમને શું કહેવું છે? શીવાભાઇ જેવા મોટા માણસ કારણ વગર તે ઓછા અહીં આવ્યા હશે!' નથુકાકા આડા ફાટયા એ જોઇ વાત રસ્તે ચડાવવા મેં દોર ખેંચ્યો.

'એ કોણ ના પાડે છે; પણ આતો વાત નહિ ચીત નહિ ને બાયડી ઉપર જ ઉતરી પડયા.'

'હા હા હું હજુયે કહું છું કે તમારા વાઇફની રીતભાત સારી ન કહેવાય. ઘરમાં ઘુસીને બસ મારા વાઇફને દબદબાવવા લાગ્યાં કે 'તમારી રૂખલીને વારજો. મારા રસીકાને બગાડે છે'; નોનસેન્સ.'

'હા હા ને હા, હું પણ હજુયે કહું છું કે તમારી રૂખલીને વારજો, મારા રસીકા માટે તો કશી તૈયાર છે. કેમ નકીરભાઇ! બોલતા નથી.' ચંચીકાકી કોણ જાણે કયાંથી ફૂટી નીકળ્યાં.

'ને તમને ખબર છે, નકીરભાઇ! આ હ અમે બાઇડીયું બાઇડીયું બોલતી'તી એમાં આ ભાઇ આવીને મને ગાળો દેવા લાગ્યા. 'ઘેંટાઉટ,' 'ઘેંટાઉટ,' કાલ તો ઘોડી ને ગધેડીયે કહેશે.'

'એતો અંગ્રેજીમાં એમ કહેવાય કે ગેટ આઉટ એટલે કે જતા રહો.' ચંચીકાકીનું બોઇલર ફાટફાટ થઇ રહ્યું હતું. ઠંડું પાડવા હું વચ્ચે બોલ્યો.

'તે એને ઘેર જવા મારે બલારાત નવરી છે. આ તો મને વાવડ આવ્યાં કે ઇસ્કોલમાંથી છૂટીને સાંજે રૂખલી મારા રસીકાને બગલમાં હાથ ઘાલી ભેગી ફરવા ઢસડી જાય છે.'

'મીસ્તર નથુભાઇ! આ વાત આટલેથી જ આટોપજો નહીંતર ભારે પડી જશે.' શીવાભાઇ બીજું કંઇ બોલી શકે એવું રહ્યું ન હતું.

'પડી પડી ભાગે; ઘેંટાઉટ, ઘેંટાઉટ' કમખાની બાંયો તો નહીં પણ બલોયાં ઉંચાં ચડાવીને ચંચીકાકી શીવાભાઇની પાછળ પડ્યાં ને શેરીના નાકા સુધી વળાવી આવ્યાં.

'નફીરભાઈ! રસીકો વટક્યો તો વાત વંઠી જશે. ચંચલી પછી ઝાલી નહીં રહે' નથુકાકાએ વાક્ય પૂરું કર્યું તેજ વખતે ટપાલી કાગળ ફેંકી ગયો.

'લ્યો વાંચો નફીરભાઈ!' નથુકાકા બાઘા જેવા થઇ ગયા હતા.

ડીઅર નથુપૂચ્યા,

નકામા કાગળો લખવાની ટેવ નથી. આઇ ડીસલાઇક ધ આઈ-ડીઆ. એટલે ઘણા વખતે કાગળ લખું છું, પણ કારણ છે. યુ નો મીસ્તર શીવાભાઇ તેમની ડૉટર મીસ રૂક્મણીએ તેને ઘેર વેકેશન ગાળવાનું મને ઈન્વીટેશન આપેલ છે. એટલે મારા ફાધર પાસે અહીં જતાં આ વખતે હું ત્યાં આવીશ ને મીસ રૂક્મણીનાં ગેસ્ટ તરીકે રહીશ.

સાંભળ્યું છે કે બહારવટિયા તમારું ઘર લૂંટી ગયા. હોય, તમને કે ચંચીકાકી ફોઇને મારા બેટા કંઇ મારઝુડ કરી નથી ગયા.

વધારે, વ્હેન વી મીટ. ઓ. કે.

રસીક.

'મારા રોયાંએ આતે કાગળ લખ્યો છે કે ચીથરાં ફાડયાં છે? પણ ઇ અંદર રૂખલીનું શું બાળ્યું છે?' ચંચીકાકી રૂખલીનું નામ સાંભળીને ચમકી ગયાં હતાં.

'રૂખલીને અને તેના બાપને ધોળે દિવસે તારા ન દેખાડું તો હું આયડીની જાત નહીં.'

હકીકત સમજાવી એટલે ચંચીકાકીએ 'પરતીગના' લીધી.

૧૪

## 'કબૂતરખાનું'

'**હયો** હાલોં હાલો, કબૂતરખાનું લેવા જવું છે.' બચુડા માટે બાઉઆ લીધો તેના પૈસા કદોઇને ચૂકવતો હતો ત્યાં નથુકાકા પડખેથી નીકળી પસાર પણ થઇ ગયા; મારે પાછળ રીતસર દોડવું પડયું.

સવજીભાઇ સુથારના કારખાના પાસે નથુકાકા રોકાયા હતા ને હું પહોંચ્યો ત્યારે પંદરેક નાના મોટા ખાનાવાળું કબાટ મજૂર રેંકડામાં ચડાવી રહ્યા હતા.

'હનુમાન ગલીને નાકે. પૂછીશ તો નાનું છોકરું યે ઘર બતાવશે.'

'જોયું છે. જોયું છે. બહારવટિયા લૂંટી ગયા'તા ઇ ઘરને!' મજૂરોએ રેંકડી ચાલુ પણ કરી દીધી હતી.

'આ કબૂતરખાનું શા માટે વસાવવું પડયું ખબર છે?'

'હું એ કયારનો પૂછવાનું જ કરતો હતો પણ તમારો જીવ હેઠો બેસે ત્યારે પૂછુંને?'

બચુડાને બાઉઆ પહોંચાડવાનો હતો એટલે મારા ઘર તરફનો રસ્તો લીધો.

'મારા બેટા રસીકાનો પત્ર વાંચ્યો ને? નકીરભાઇ હું તો માનું છું કે ગુજરાત યુનિવર્સિટીનો વિચાર બંધ કરી દેવો પડશે.'

'યુનિવર્સિટી સ્થાપવાનું ધ્યેય શું બોલી પૂરતુજ હશે ! બાર ગાઉએ બોલી બદલે. એકલા કાઠિયાવાડનોજ દાખલો લ્યોને કોઇ મેંઢું ને લેંબડો પેંપળો બોલે; કોઇ મીઠું ને લીમડો પીપળ; કોઇ હાલો કહે, કોઇ ચાલો ને કોઇ હેંડો; ફદિયું, જંપ, કાવડિયું એવા તો કેટલાયે શબ્દો હશે.'

'બોલી તો ન બદલે પણ પરભાષાના શબ્દો તો ભૂંસી નાખવાજ પડેને ! નફીરભાઇ ! એ તો જેને માથાકૂટ કરવી હશે એ કરશે પણ ગુજરાત યુનિવર્સિટી, ઉંદરો સામેની જેહાદ આ બધા સવાલોની ઉપાધી વહોરી મારું મગજ દહીંના ફોદાંની પેઠે ફદફદી ગયું છે.'

'કાળાં બજાર, ભૂખમરો, ધડાકા, વીમા કંપનીઓનાં પેંતરા એવા તો કેટલાયે સવાલો રોજ ઊભા થાય; બધામાં માથું મારવા જઇએ તો કયાંક માથું ફૂટી જાય, નહીંતો ટાલ તો અવશ્ય પડેજ'

'એટલા માટે તો આ કબૂતરખાનું વસાવ્યું.'

'અત્યાર સુધી કયાં ઘલાઇ રીયા'તા. બાર કલાકથી બચુડો રો રો કરે છે. બાપડો અડધોયે થઇ ગયો' વાતમાં ને વાતમાં ઘરથી અમે જરા આગળ જતા રહ્યા હતા; શ્રીમતિનો ધડાકો સાંભળી અમે ખચકાયા ને પાછા વળ્યા.

'નાના છોકરાં જેમ વધારે રડે તેમ વધારે સારૂં. ફેફસાંને કસરત મળવાથી લોહીનું હલન ચલન નિયમિત થઇ જાય છે.' નથુકાકાએ શ્રીમતિની વાત કાપી નાખી ને બાઉઓ આપી અમે આગળ વધ્યા.

'તમારી બધી પ્રવૃત્તિ ને કબૂતરખાનાને શો સંબંધ એ હું ન સમજ્યો.'

'કેટલાક ગરીબ કુટુંબમાં જેમ છોકરાંની સંખ્યા વધતી જાય છે

એમ મારા મગજમાં નવા નવા સવાલોનો ફાલ જામતો જાય છે ને ઉપાધી વધતી જાય છે. એટલે મારો વિચાર છે કે ગુજરાત યુનિવર્સિટી ઉંદરો સામેની જેહાદ એવાં કેટલાક સવાલોના કાગળો, દફતરખાનામાં થાય છે તેમ ફાઈલ કરી દેવા. ને દરેક જુદી જુદી બાબતનાં કાગળો જુદા જુદા ખાનામાં ગોઠવવા. બહારવટિયાનો કેસ હજુ બાકીમાં છે; રસીક ને રૂખલીનું નવું તૂત જાગ્યું—'

'ફૂલીબેન પૂરાણ, સમજ પડી!' હું વચ્ચે જ બોલ્યો ને નથુકાકાના ચ્હેરાની ગંભીરતા કંઇક હળવી પડી ગઈ.

ઘર નજીક આવતાં થોડીવાર અમે બન્ને મૌન રહ્યા. કબૂતરખાનું હજુ આવી પહોંચ્યું ન હતું. આવે ત્યારે બેઠકમાં ઉતરાવવા ચંચીકાકીને સૂચના આપી, નથુકાકા મને મેડા ઉપર લઇ ગયા.

'નકીરભાઇ! ફૂલીબેન તો હવે અવારનવાર કાગળો લખ્યે જ જાય છે; લીલાપર એક વખત તો આવી જાઓ એમ આગ્રહ કરે છે; આ કાગળો માટે પણ એક ખાતું તો જુદું રાખવું જ પડશે ને!'

'આટલા બધા કાગળ!' કાગળનો ઢગલો પડેલો જોઈ મારી આંખો ફાટી ગઇ.

'ના રે ના રે એ બધા કાગળો તો બહારવટિયા આવ્યા હતા તેની પૂછગાછના છે.' નથુકાકા હસી પડયા.

'બધાના જવાબ લખવા બેઠા છો!'

'મુર્ખા છો! ટિકિટનાં કેટલા પૈસા બેસે ખબર છે! મારો વિચાર તો છાપામાં દસ લીટી છપાવી મારવાનો છે. જુઓ આ મુસદ્દો.

'બહારવટિયાએ અમારૂં ઘર ભાંગ્યું' એ બાબતમાં અમારા હજારો સ્નેહી સંબંધી ને સગા વહાલાં તરફથી દિલસોજીનાં પાત્રો મળ્યા છે. તે બધાને જુદો જવાબ નહીં લખતાં છાપામાં છપાવી અમે બધાનો આભાર માનીએ છીએ. એટલે લાગતાવળગતાએ છાપું મગાવી વાંચી લેવું. ફક્ત દસેક હજાર રૂપરડીનો માલ લઈ ગયા છે ને અમે તથા અમારાં ઘરવાળાં અ. સૌ. ચંચળગૌરી સામે ન થયા હોત તો હજુ વધારે લઈ જાત. અમારી બન્નેની જાતનો વાળ પણ વાંકો ન કરી શકયા ને ભાગી જવું પડયું.'

'ચંચીકાકી બોલ્યાં 'ઘર ભાંગ્યું' એમ ન લખાય એટલું સુધારવું પડશે. મને તો લાગે છે કે હવે જવાબની જરૂર પણ નથી. ત્યાર પછી તો પચાસ ગામ ભંગાઇ ગયા હશે ને આપણી વાત તો જૂનીયે થઈ ગઈ.'

'એ પણ ઠીક છે.' ફાઈલ, ખાનું નં. ૩ એ મુજબ શેરો કરી મુસદ્દો નથુકાકાએ એક બાજૂ મૂકયો.

'લ્યો આ વગર બાધાયે બાધા; કરો મ્હોં ગળ્યું.' એમ કહી ચંચીકાકીએ શીરાની રકાબીઓ નીચે મૂકી.

'પછી આવીને જોઈ જાઓ; રસોડામાં કબાટ ગોઠવ્યું છે. ને મસાલા ને ચા ખાંડના ડબ્બા બરાબર અંદર ગોઠવાઈ ગયા. કેટલા દિવસથી કહું કહું કરતી હતી પણ તમારા કાકાએ વગર કહે કામ કર્યું હોય તો આ પહેલું જ'

શીરાની રકાબી નથુકાકાના હાથમાં જ રહી ગઇ.

માણસનું મગજ પણ કબૂતરખાનું જ છે ને!

# ૧૫

## ' દેહનાં દાન '

'**કેદી** ભવ છૂટશો ? કોઇનું ઘર ભાંગવા તૈઆર થયા છો તે !'

' કોણ હું ?'

' હા હા તમે. લજવાતા નથી ? ફૂલીબેન નથુકાકાના ઘરમાં બેસે પછી ચંચીકાકીના શરાપ લેજો.'

'નથુકાકા લઇ મચ્યા છે ?' હું શું કરૂં ?

' તમે જ રસ્તો બતાવ્યો ને કે બહારવટિયાના કામે રાજધાનીમાં જવું પડશે ને નથુકાકા ગયા છે તો લાલપર.'

' મને તો ઉંઘ આવે છે. સવારે વાતો કરશું.' મને મારી બાયડીની વાત ખરી લાગી. નથુકાકાને સંતાન નહિ પણ એક ઉપર બીજી લાવવામાં મારે ઉત્તેજન શા માટે આપવું જોઇએ ! બીજી લાવતાંયે સંતાન ન થાય તો !

'જાગો છો નફીરભાઈ ! ભારે થઈ' નથુકાકા અત્યારે રાતનાં દસ વાગે શું 'સનાન' સમાચાર લાવ્યા હશે એમ વિચારતો બારણું ઉઘાડવા ગયો ને મારી બાયડીની હાજરીનીયે પરવા કર્યા વગર નથુકાકાએ ઊંમરામાં પગ મુકતાંજ દાસ્તાન શરૂ કરી દીધું.

'નફીરભાઇ ! હજૂ તો ઘરમાં પગ નો'તો મૂક્યો ત્યાં મને જોઇતેજ ફૂલીબેને ધ્રુસકે ને ધ્રુસકે રડવાનું શરૂ કર્યું; મને થયું મારા

કાગળ તો કોઇ વાંચી ગયું નહીં હોય ! હું લાલપર ગુડાયો એજ ખોટું કર્યું', પાંચેક મિનિટ લો કોઇ કંઇ બોલ્યું નહીં. હું કલી સામે જોઉં એ મારા સામે જૂએ પણ વાત કેમ વંઠી છે એ કંઇ સમજાયું નહીં.

'ફૂલીબેન !' મહાનહેનતે હું એટલું જ બોલી શકયો ને ફૂલી બેનનાં રડવામાં જોશ આવ્યું.

'દેહનાં દાન નથુકાકા સમજ પડી !' સમજદાર કલી આઘી પાછી થઇ એટલે ફૂલીબેને ધ્રુજતે સ્વરે શરૂઆત કરી.

'હું કયાં માગું છું. તમારી મરજી ન હોય તો મારી પણ નામરજી.'

'એવું હોત તો આટ આટલા કાગળ લખી બોલાવત શા માટે સમજ પડી ? આતો ધર્મસંકટ છે !' ફૂલીબેન કંઇક શાંતિ અનુભવતા હોય એમ લાગ્યું. મને બેસવાનો સૂચક ઇસારો કરી પોતે બારણા બંધ કરી આવ્યાં.

'મારો રોયો ડેપ્યુટી બાળાઓની પરીક્ષા લેવા આવ્યો છે; બાળાઓનાં દેખતાં મારી તો ધૂળ કાઢી નાખી ને કહે કે પરિણામ બહુ જ નબળું હોવાથી નોકરીમાંથી છૂટા કરવામાં આવશે, સમજ પડી.' આંખમાં ફરી પાણી દેખાયાં.

'તો મારૂં ઘર કયાં નથી !' મને ઉમળકો આવ્યો ને આંસુ લૂછવા હાથ આપોઆપ લંબાયો, ફૂલીબેને વાંધો ન લીધો.

'પછી તો તેનો પટાવાળો ઘેર આવ્યો ને જાણે મારો 'વાલેસરી' હોય એમ કહેવા લાગ્યો કે કળાકળથી કામ કાઢી લ્યોને. સાહેબ એમ તો સ્વભાવે બહુ સારા છે. ખાઇપીને રાતે જરા આરામમાં હોય ત્યારે આવીને ખુલાસો કરી જજોને ! સમજ પડી !'

'પછી !' મારું લોહી ઉકળી આવ્યું.

'પછી શું ? પટાવાળો રોયો હમણાં જ અહીંથી ગયો તે ભગવાને તમને મોકલ્યાને. સમજ પડી.'

'નકીરભાઇ ! આ ચંચલી 'લાઇબ્રરી'માં પડી રહો છો એમ વગોવે છે પણ વાંચન મારી મદદે આવ્યું ને થોડીવારમાં પ્લોટ બધો ગોઠવી દીધો.'

'શું ભાગી જવાનો !' મારાથી બોલાઇ જવાયું.

'સાંભળો તો ખરા. કૂલી ડેપ્યુટીને રાતે જમવાનું આમંત્રણ દઇ આવી.' નથુકાકા કૂલીબેનમાંથી કૂલી ઉપર આવ્યા; માલિકીહકની ભાવના એ ભાષા શીખડાવે છે.

'પછી તો ભાઈ આવ્યા યે ખરા; ને ખાતાં ખાતાં ચકરવકર થાય ને મોં લાપસી લેતું જાય.'

'તમેય જમવામાં સાથે હતા ?'

'તમને ય ત્યારે શું સમજ પડી નકીરભાઇ ! હું તો હતો પાસેના ઓરડામાં ને તડમાંથી બધું જોઉં.'

'ભાઇ જમ્યાં ત્યાં સુધી તો કંઈ ખાસ ન બોલ્યા પણ હાથ ધોતી વખતે કહે કે આ તો બહુ મજાનું ઘર છે; રહેવાનું મન થઇ જાય તેવું છે.'

'બાપનું ઘર ખરું ને ! એમ હું તો નકીરભાઇ ! બોલી નાખત પણ ખેલ બધો બગડી જાય એ ખ્યાલે મહામહેનતે તે બોલ પાછા ગળી ગયો.

'કૂલી ! જાને આપણે પાનનું તો ભૂલી જ ગયા. સાહેબને

મુકામેથી લઇ આવને.' ફૂલીએ નાટક ભજવવો શરૂ કર્યો ને કલી પણ કાચી ન નીકળી. બહારથી સાંકળ મારતી ગઈ.

'સાહેબ! લ્યો પાન ખવરાવું' એમ કહી ફૂલીએ એક ચોડી કાઢી. સાહેબ તો પંપાળતાજ રહ્યા ને મેદાને પડી બીજી બે ત્રણ મેં ચોડી કાઢી.

સાહેબ જાય દોડયા બારણા ભણી પણ બહારથી બંધ એટલે ઠઠરાયા. હાથ ને પગ મેં તો હલાવાય એટલા હલાવ્યા ને ભાઇ પડયા હેઠા. બે હાથ જોડી દયા માગી એટલે પાછલે બારણે વદાય કર્યા. કોટ ને ટોપીનો મુદ્દામાલ ઘરમાં જ મૂકતા ગયા. ફરી કોઇનું નામ નહિ લે એવી ખો ભૂલાવી.' નથુકાકા છાતી ફૂલાવવા લાગ્યા.

'પણ પછી ભારે થઇ ફૂલી તો કહે હવે મારાથી અહીં ન રહે-વાય. મને સાથે લઇ જાવ. ને મારી છાતી ઉપર માથું નાખ્યું. મારા આંગળા પણ તેનાં માથાં ઉપર ફરવા લાગ્યાં ને કલી પાછલે બાર-ણેથી આવી.

'સામાન બાંધીને આવી પહોંચજો એમ કહી હું તો ભાગી આવ્યો. શા માટે ખબર છે? ફૂલી હવે કાયમ માટે આવતી હોવાથી ભૂમિકા તૈયાર કરવી પડશે. નકીરભાઈ! હાલો, તમારે અત્યારે આવવું પડશે. ચંચલીને સમજાવવી પડશે કે હવે ફૂલી કાયમ માટે સાથેજ રહેશે.

'દેહનાં દાન માટે' અત્યાર સુધી મારી બાયડી છાની મરી હતી તે બોલી ઉઠી ને હું ને નથુકાકા તેની સામે જોઈ રહ્યા.

'જમાનો જીતવો હોય તો શીંડા ભણાવે છૂટકો છે.'

હું કયાં જમાનાની વાત કરૂં છું; હું તો જનાનાની વાત કરૂં છું. ચંચલીને શી રીતે મનાવવી!'

'હું પણ એજ કહું છું. સાચું બોલવાનું તો ઠીક પણ સાચું સાંભળવાયે કોઇ તૈયાર નથી. ચંચીકાકીને હમણાં તો એમજ કહેવું કે વેકેશન પડી એટલે ફૂલીબેન ને કલી આવે છે.'

'સાંબેલું ને હાડલાં, સાવરણી ને પાટલા. બધુંયે લઇને ફૂલી આવશે ને ચંચલી ન સમજે !'

'એ તો એમ સમજાવી શકાય કે લાલપરથી બદલી થઇ છે ને વેકેશન પૂરી થતાં નથુપુર જવાનું છે. દરમ્યાન કલી ને રસીકની વાત ચાકડે ચડી જાય તો પછી ચંચીકાકીને ખુલ્લી વાત કરશો તો યે વાંધો નહીં લે, હું તો એમ માનું છુ.'

'નઝીરભાઇ !' નથુકાકા બીજું કંઇ ન બોલ્યા પણ 'નઝીરભાઈ' એટલું જ બોલ્યા તોયે મારી સલાહ સો ટચની છે પારો સરાણે ચડી જશે એમ સંતોષ વ્યક્ત કરવાનો એ બોલમાં ભાવ હતો.

રાત અંધારી હતી. બારેક વાગ્યાનો વખત એટલે બધુ સૂમસામ હતું. હિંદુસ્તાન નીચે જેમ સીલોન લટકી રહેલ છે તેમ નથુકાકાનું ઘર હનુમાન ગલીને નાકે બીજાં ઘરોથી જરા દૂર ગામને છેડે આવેલું છે. અથડાતાં ટીચાતા ઘર નજીક આવ્યા ત્યાં સુધી બન્ને શાંત રહ્યા. નથુકાકા શો વિચાર કરતા હશે એ તો એમનું દિલ ને ભગવાન જાણે પણ મને એમ થતું હતુ કે અંગ્રેજી ને ગુજરાતી બન્ને ભાષાનું ખૂન કરી શકે ત્યાં સુધી ભણેલો કોલેજીઅન રસીકો રૂખલીને છોડી કલીનો હાથ ઝાલવા તૈયાર ન થાય તો નથુકાકાને ફૂલીબેનનું જીવન નાટક પહેલાં પ્રવેશમાં જ ખતમ થઇ જાય.

'એક લડકા ઓર એક લડકી, બાવ બચ્ચી માપકી મરજી હે.'

'હેં હેં મહારાજ એક લડકા બહુ થીયા લડકી વિના ચાલેગા.'

બારણાંની સાંકળ ખખડાવવા જતા હતા પણ નથુકાકાનાં હાથમાંજ સાંકળ રહી ગઈ. મહારાજ કોણ મુવો છે એતો અવાજ ઉપરથી ન સમજાયું પણ એક ભડકાથી સંતોષ માનનાર સ્ત્રી તો ચંચીકાકીજ હતા.

' નઝીરભાઈ ! ' મેં પકડી ન રાખ્યા હોત તો નથુકાકા એટલા ઉપરથી નીચે પડત.

' ગભરાયે કંઈ નહીં વળે. ' લાઇબ્રરી ' માં જાસુસ કથાઓ તો વાંચી હશે ને ! હિંમતને લ્યો હાથમાં ને હાલો પાછલે બારણે; વંડી ટપીને લાકડાં છાણાંની કોટડીમાં ભરાઇ જશું. વચલી રૂમનું બારણું ઉઘાડું હશે તો તડમાંથી બધું જોઇ શકાશે. પછી તો જેવો વખત તેવી વાતુ.'

'માયકી મરજી. તુમ શાંતિસે બેઠો. હમ મંતર જંતર કરેગા.'

નશીબજોગે તડમાંથી બધું જોવાતું હતું. ચંચીકાકીએ લાલઘુમ જેવું શરીરે એકજ લુગડું પહેર્યું હતું. વાળ છૂટા ને કપાળમાં મોટી પીળ. પુખ્ત ઉંમરે પહોંચેલા ચંચીકાકીની જુવાની ફરીવાર ખીલી હોય એમ આ લેબાસમાં લાગતાં હતા. સામે કાળો ઝભ્ભો પહેરીને, મેલડીની જગ્યાનો બાવાજી પાસે નાગી તલવાર લઇને બેઠો હતો. કપાળ ને આંખની આજુબાજુ સીંદુર લગાડેલ હોવાથી બાવાજીની આકૃતિ ભયંકર લાગતી હતી. છાણુમાંથી બનાવેલ નાનકડા અગ્નિકુંડમાં ફૂલ નાખી રહ્યો હતો. ડાબી બાજુ એક બાઇ જાણે લોહીથી રંગ્યું હોય એવું લુગડું પહેરી પાસે બેસી રહી હતી પણ તેને હું ન ઓળખી શક્યો.

આ દેખાવ જોઇ નથુકાકાના શરીરે પરસેવો વળી ગયો હતોઃ બીકથી કે લાકડાછાણાંની કોટડીના બફારાથી એ તો કોણ જાણે.

'ચંચીબાઇ! જંતરમંતર તો બધાં ઠીક. એ તો મન મનવવાનાં કારણ છે. માઈની મરજી તો છોકરાયે થાય; પણ ગુરૂમહારાજને શરીરનો ભોગ દેવો જોઈએ સમજ્યાંને!' પાસે બેઠેલી બાઈએ ચંચીકાકીને સંતાન પ્રાપ્તિનું સૂત્ર સમજાવ્યું.

'દેહનાં દાન!' નથુકાકા બોલી ઉઠયા ને તેનાં મોં ઉપર મેં હાથ દીધો.

'જરાયું શરમ ન આવે આઇ! તમે બેઠાં હો ને.'

નથુકાકા લમણે હાથ દઈ બેસી ગયા કે બેભાન થઇને પડયા એતો અંધારે કંઈ ખ્યાલ ન આવ્યો. પણ ચંચીકાકીનાં મોં ઉપરના ભાવ જોઈ મને તો ખાત્રી થઈ કે તે કંઈ બીજીજ રમત રમવાની તૈયારી કરતા હતા.

'માઇકી મરજી.' બાવાજી એટલું બોલ્યા એટલે બાઈ આગળ થયાં ને ચંચીકાકી તેને વળાવી અંદરથી બારણાને સાંકળ ચડાવી, પાછાં ફર્યા. બાવાજી આમ તેમ ટહેલી રહ્યા હતા. શિકાર હાથમાં આવી ગયો છે જાણી નફકરા બન્યા હતા.

'મારા રોયા! ભોગ જોઇએ છે ને લે ભોગ!' નીચે પડેલી તરવાર, તક મળતાં મળતાં ચંચીકાકીએ ઉપાડી ને બે હાથે પકડી વીંઝવાજ લાગ્યાં.

'પૂલીસ પૂલીસ!' બાવાજી બારણાં ભણી નાઠા એટલે ચંચી-કાકીને જોર આવ્યું ને એ પણ પાછળ પડયા.

'દેહનાં દાન! ખબરદાર!' અવાજ સાંભળી નથુકાકા ચમકીને જાગી ઉઠયા ને હાથમાં લાકડું લઇ ફેરવવા લાગ્યા.

બાવાજીને તો નહીં પણ લાકડું મારા વાંસામાં લાગ્યું તે રાડ પડાઇ ગઈ.

'આવી જાઓ. હજુ બીજા કોણ મુવા છે !' એક હાથમાં ફાનસ ને બીજા હાથમાં તલવાર લઈ ચંચીકાકી કોટડી પાસે આવ્યાં ને અમને જોઇ તલવાર ને ફાનસ બંને હાથમાંથી પડી ગયાં.

## ૧૬

## 'બાયડીની બાજંદાઈ'

'હવો ઉઠો, બાર ઉપર બે વાગવા આવ્યા એનુંયે ભાન છે? પારકે ઘેર પહોળા થઇને પડયા છો તે !'

આંખો ઉઘાડી જોયું તો મારી બાયડી વાંકી વળીને મારો કાન ખેંચી રહી હતી.

આજૂબાજૂ નજર ફેરવી જોઈ તો ખાતરી થઈ કે નથુકાકાના મકાનનોજ મેડો છે, રાતના બનાવો ફરી નજર સમક્ષ તરવા લાગ્યા. એ સ્વપ્નું હશે ! ને હજૂયે સ્વપ્નું ચાલુ છે કે શું એવો ભ્રમ થયો; પણ કાન જરા ફરીથી ખેંચાયો એટલે બધું બરાબર સમજાઇ ગયુ ને હડફ દઇને બેઠો થયો.

'રાત દા'ડો જ્યાં ફાવે ત્યાં ટીચાયા કરો ને ! બચુડો બાપડો બાપા ! બાપા ! કરી અડધો થઇ ગયો. મારા જેવી હોય તો એવા બાપનું નામે ના લ્યે.'

'તું નીચે થઈને આવી !'

'ત્યારે શું કૂદીને પડી ?'

મારો સવાલ નકામો હતો. નથુકાકા ને ચંચીકાકીનું સત્તાર પડતાં શું થયું હશે એ જાણવાનો મારો આશય હતો.

મારી બાયડીની આંખમાં આંસુ હતાં. નથુકાકાએ પારકી બાયડીનાં આંસુ લુછ્યાં તો આતો મારી 'આપકી' બાયડી હતી. છાતી ઉપર માથું લઈ માથે હાથ ફેરવવા જાઉં છું ત્યાં,—

'લ્યો હાલો હવે હેઠા ઉતરો, ખાવાનું તૈયાર છે, બેય જણાં તર્યુંના શું કરો છો ?'

ચંચીકાકી ને નથુકાકા ખડખડાટ હસી પડ્યા. મારી બાયડીના માથે હાથ ફેરવી લેવાનો મને અસંતોષ રહ્યો કારણ કે એટલી વારમાં મારી બાયડી અડધી સીડી ઉતરી ગઈ હતી. પણ એટલો સંતોષ થયો કે નથુકાકા ને ચંચીકાકીનો ફરી તાળો મળી ગયો છે; તોફાન ને વીજળીના ચમકાર પછી ચોતરફ શાંતિ પ્રસરી રહી છે.

નાહાના શિષ્ટાચારની વિધી પૂરી કરી અમે બન્ને જણાં જમવા રોકાયા. અચુડો જાગે તો બે ઘડી રાખવા પાડોશણને મારી બાયડી ભલામણ કરતી આવી હતી, એમ પછીથી સમજાયું હતું.

મેં દાતણ પાણી કર્યાં; મારી બાયડી ચંચીકાકીની મદદે રસોડામાં ઘૂસી ગઈ હતી,

'તમારા કાકા બીજું કબુતરખાનું લાવવાના છે, તમને ખબર છે નકીરભાઈ !' પીરસતાં પીરસતાં ચંચીકાકીએ કહ્યું.

'ને તમે રાજીખુશીથી હા પાડી દીધી?' મારી બાયડી બોલી ઉઠી.

ચંચીકાકી સમજ્યાં કે નહીં એ તો કોણ જાણે પણ ફૂલીબેનને બાયડી મારી કબૂતરખાનું સમજી છે એમ નથુકાકા ને મારી બન્નેની આંખોએ સામસામી વાત કરી લીધી.

'જોને, આ પહેલાં નથુકાકા પોતાને માટે લાવેલ. તેમાં ચંચીકાકીએ મસાલાનાં ડબલાં ગોઠવી દીધાં છે એટલે નથુકાકાને બીજું જ લાવવું પડે ને. આપણે ય એક વસાવીએ' મેં કબૂતરખાના તરફ ધ્યાન ખેંચ્યું એટલે મારી બાયડી છોભી પડી.

'તમને ખબર છે એમાં શું ભરવાના છે? ડેપ્યુટીનાં ટોપી ને કોટ અને બાવાજીની તલવાર.'

અમે બધા હસી પડયા. મારી બાયડીયે હસી હતી પણ બાવાજીની તલવારનું રહસ્ય તો ઘેર જઇ મેં વાત કરી ત્યારે જ તે સમજેલી.

'નાકા ઉપરનું દાસભાઇનું ઘર કાલે જ ખાલી થયું છે તે ફૂલીબેન માટે ભાડે રાખી લીધું છે. ઠીક કર્યું ને નકીરભાઇ!' નથુકાકાએ બધો ભેદભરમ ચંચીકાકી પાસે ફોડી નાખ્યો છે અને ચંચીકાકીની સલાહ મુજબજ હાલ તુરત તો ફૂલીબેન ને કલીને જુદા મકાનમાં રાખવા નક્કી કર્યું છે એમ મને સમજાયું.

'નોવેલ કે નાટકમાં અનુકૂળ સંજોગો ન હોય ત્યાંથી ઉભા થઇ જાય છે; આ તો એવું થયું. નહીં તો હમણાં જ ને વળી નજીકનું ઘર ખાલી કયાંથી પડે!' જવાબ દેવાની ખાતર મેં ફેંકયું.

જમી પરવારી અમે જવાની તૈયારી કરતા હતા ત્યાં ટપાલ

આવી ને કવર ફોડીને વાંચ્યા બાદ નથુકાકાએ કાગળ મારા તરફ ફેંક્યો, તેમનાં ચ્હેરા ઉપર સંદેહ ને આશ્ચર્યનાં ચિહ્નો હતાં.

'વાંચો તો નકીરભાઇ કોનો કાગળ છે?' ચંચીકાકીએ ફરમાન કર્યું.

'માઈ ડીઅર નથુ ફુઆ!

ચંચીફોઇએ લખાવેલ પત્ર મળ્યો છે. ઓ. કે. આઇ એગ્રી. તમો જે કરો તે મારે કબૂલ જ છે. મીસ રૂક્ષ્મણી તો લગ્ન માટે રેડી જ છે. ફક્ત શીવાભાઇની ફોર્મલ સંમતિ જ લેવાની રહે છે. કમીંગ વીધિન આ ડે. ઓર. ટુ. રસીક'

'ચંચીકાકી! રૂખલીનો કાગળ આવ્યો છે અને રસીકલાલ ને રૂખલી એક બે દિવસમાંજ આવી પહોંચશે.' રસીકાનો કાગળ પૂરો વાંચી રહ્યો ત્યાં રૂખલીની માએ હસતે મોંએ વધામણી આપી ને, કદાચ અમને જોઇને, વધારે વાત કર્યા વગર રસ્તો માપ્યો.

'તમે તમારે જોયા કરોને! શીવલાને હવે ખબર પડશે કે આ ચંચીને 'ઘેંટ.ઉંટ' કહીને કેવો લાડવો કાઢે છે!'

નથુકાકાનું ડાચું શિવાવિયાં થઈ ગયું હતું પણ ચંચીકાકીનો ભડકો સંભાળી, ક્રિકેટનાં છેલ્લા બે ખેલાડીઓ હારની બાજીમાંથી રન 'ધકવલ' કરી નાખે ને આનંદ વ્યાપે તેમ કૂદવા લાગ્યા.

## ૧૮

## ' બથંગટોલ '

ત્યારપછીના ત્રણ ચાર દિવસોમાં ખાસ નોંધવા જેવા બનાવો ન બન્યા. વાતાવરણ શાંત હતું. છતાં બે ત્રણ નાની નાની બાબતો એવી બની કે મને લાગ્યું કે જરૂર આ શાંતિ કોઇક અણધાર્યા બનાવોની આગાહીરૂપ છે.

તહોમતદારો ને મુદ્દામાલની ઓળખ માટે પોલિસ ખાતાં તરફથી સમન્સ મળવાથી નથુકાકા રાજધાનીમાં જઇ આવ્યા.

મોં ઉપર મફતિયો માલ મળવા જેવો ઉલ્લાસ ન હોવાથી મેં સમાચાર પૂછ્યા.

' ચંચલી બાવડીની જાતનાં બગુગાં ફૂંકે છે પણ જો ઇન્સેક્ટરનાં ભરકોર્ટમાં લત્તાં ન લઇ નાખું તો ભાવડાની જાત નહિ.' નથુકાકાએ ' પરતીગના ' લીધી.

ચંચીકાકીએ જ્યારે પૂછ્યું કે 'કાં દસ હજારની મતા દેવાની ના પાડે છે?' ત્યારે જવાબમાં નથુકાકાએ એટલું જ કહ્યું કે 'શું ગયું હતું તે આપે!' તેમનાં મોં ઉપરની ગંભીરતા આછી થઈ ગઈ.

રસીકો ને રૂપલી આવી ગયા હતા ને રસીકો શીવાકાકાને ત્યાં જ ઉતર્યો હતો.

ફૂલીબેન ને કલી આવી ગયાં હતાં ને નક્કી કરેલ નજીકનાં મકાનમાં ધામા નાખ્યા હતા.

ઘણો ખરો વખત કલીને ચંચીકાકી પોતાને ત્યાં જ રાખતાં ને કોઈ અગમ્ય નાટકની તાલીમ દેતાં હોય એમ બન્ને જણાં ગૂંથાયલાં જ રહેતાં. નથુકાકા આ તકનો લાભ લઇ લેતા ને અવારનવાર ફૂલી-બેનને ઘેર ગોથું ખાઇ આવતા.

'કાં તમારી જગ્યા ફૂલીબેને લીધી?' ઉપરનાં સંજોગોમાં હું પહેલાં કરતાં વધારે વખત ઘેર રહેવા લાગ્યો એટલે મારી બાયડીયે ટોણો માર્યો.

'હું ઘેર ના રહું એ પણ તને ના ગમે; ઘેર રહુ એ પણ તને ના ગમે.' હું જરા ગળગળો થઇ ગયો.

'તમેય શું મારા ભઇ; સમજતા તો છો નહીં. હું તો કહું છું કે ચોવીસે કલાક મારી પાસે રહો તો ગોળથાયે ગળ્યું.' મારી બાયડીએ નજીકમાં આવી ખભે હાથ મૂકયો ને આંખમાં અમી ઝરી.

'બબલો ને બબલી તો કંઈક સમજણાં થયાં પણ બચુડો તો બાપડો તમારા વિના અડધો અધડો થઇ જાય છે.' ને એ જરા વધારે ભીંસાતી આવી.

'કાં નપીરભાઇ! સમજાયું?' નથુકાકા જાણે અંતરિક્ષમાંથી ઉતરી હાજર થઇ ગયા.

'એમાં શું સમજવા જેવું છે? આવી હડસેલો, સ્મૃતિપટની બહાર ધકકેલો તોયે એ તો પાસે ને પાસે; એમાંજ આયંનારીની મહત્તા છે.' બચુડો તો ઠીક પણ બાયડી પણ મારા વગર અડધી અડધી થઇ જતી હતી એમ તેનાં હાવભાવ ઉપરથી હું તેનું દિલ વાંચી શકયો હતો એટલે મેં ફેંકયું.

હાથ લંબાવી બાયડીને હું પાસે લેવા ગયો પણ એ તો રસો-ડામાં પેસી ગઇ હતી.

' નફીરભાઇ ! તમે કહો છો તે સાવ સાચી વાત છે. બ્રહ્માએ સ્ત્રી ન ઘડી હોત તો પુરૂષનો ભાવ કોણ પૂછત ? '

' ફૂલીને ઘેર જાઉં આવું છું પણ ચંચલીની આંખમાં ઝેરની કણીયે નથી.' થોડો વખત શાંત રહી નથુકાકા બોલ્યા ને પછી આગળ ચલાવ્યે જ રાખ્યું.

' ચંચલાયે કરાફતનો કટકો છે; શીવાભાઇની માફી માગી આવી; શીવાભાઇની વહુને મનાવી આવી; રસીકા અને રૂખલીનાં લગ્ન વેલા-સર લેવા લાપસીયે પીરસી આવી.'

' ને ફૂલીબેન ને નથુકાકાના લ—'

'સાંભળો તો ખરા.' મને બોલતો અટકાવી, ગાડી આગળ ચલાવી.

'ઉધારચંદ શેઠને ત્યાં મારા ત્રિસ હજાર જમા છે ને મફતચંદને ઘેર વિસ હજારનાં દરદાગીનાં છે; ને દસ હજારની મતા બહારવટિયા લઇ ગયા એ રાજ પાસે લેણાં છે. આ બધી મીલકતનો માલેક રસીકોજ છે કારણકે તેને ખોળે લેવાનો છે એમ પણ કહી આવી.

'રસીકાને ખોળે ! '

'એ તો કહેવાનું. ચંચલી તો મને કહે કે તમે તમારે ઘરપત રાખજો. ફૂલીબેન ને કલી બન્ને આપણાજ છે.' નથુકાકાના મોંમાં પાણી આવી ગયું ને તાળી લેવા હાથ લંબાવ્યો ને મેં તાળી ઠોકી એટલે ગાડી ફરી ઉપડી.

' હવે જુઓ નફીરભાઈ ! આ બધાં કાગળો ફાઇલ કરી દેવા પડશે. ખાનું નંબર ૪. '

કાગળો પેપરોનાં કટીંગ્સ હતાં. એક પછી એક હું વાંચતો ગયો ને મારું હસવું ઝીરો ડીગ્રી ઉપર વધીને ૧૧૦ ડીગ્રી સુધી પહોંચી ગયું.

'તડાકાશંકર ભડાકાશંકરને ઘેર પારણું બંધાવ્યું એ દવાની જાહેર ખબર તો સાંચવી છે એતો ઠીક પણ આ ગ્રાઇપોગ્રીનની જાહેર ખબર અત્યારથી કાં સાંચવી ?'

'કેમ અત્યારથી !' જાણે હું ભોટ હોઉં એમ નથુકાકાએ મારા સામે નજર તાકી.

'જોતા નથી. આ ચિત્ર ! આ દવાથી છોકરાં થાય ને વળી હૃષ્ટપૃષ્ટ.'

'અરે એ કંઇ પારણું નથી. એતો ત્રાજવું છે ને બાલકને સુવાડયું છે એ એમ બતાવવા કે આ દવાથી બાળકનું વજન વધે છે.' મેં ખુલાસો કર્યો.

'ત્યારે એ જાહેર ખબર જુદી કાઢો. રાખવી પડશે, ફાઇલ ન થઇ શકે, સમજ પડી.'

મને સમજ પડી ને અમે બન્ને હસ્યા.

'ત્યારે આ જાહેર ખબર તો ફાડી નાખવાની જ ને.' બંધ માસિક પાછું શરૂ કરવાની દવાની જાહેર ખબર બતાવી મેં કહ્યું.

'કેમ !' નથુકાકા જાણે છોકરું કેમ રમાડતાં હોય એમ મારી વાત તરફ બે ધ્યાન હતા.

'કેમ શું ! એ તો 'બર્થકન્ટ્રોલ' ની એટલે છોકરાં ન થાય તેની દવા છે !'

'ત્યારે ઈ ફાડી ન નાખશો. આપણે બથંગટોલની દવા મગાવો.' મારી બાયડીએ એકાએક ઝંમકારો કર્યો.

## ૧૮

## "ભાયડાના ભડાકા"

"હે ઈ ઇ સાવાળાભાઈ! કોરટ ક્યાં આવી!" રાજધાનીમાં ગાડું પેઠું એટલે ગાડીતે હોટલવાળાને પૂછ્યું.

"કાં કોરટમાં શું કામ છે?"

"ઈ ભાઈ તારે શું કામ છે? રૂપિયા દસ હજારની મતા બહારવટિયા લૂંટી ગયા એનો કેસ હાલવાનો છે" ચંચીકાકી બોલી ઊઠયાં.

"હાલો બતાવું" કહી એક છોકરો આગળ થયો. 'અલ્યા શું છે' એમ ઓળખાણવાળા અને વગર ઓળખાણવાળા જે મળે તે પેલા છોકરાને પૂછતા જાય ને 'કોરટ બતાવવા જાઉં છું, કેસ છે' એમ છોકરો કહેતો જાય.

ગાડાં પાછળ પાંચ પચીસ માણસો ચાલવા લાગ્યા એટલે મને નવાઇ લાગી પણ એમાંથી એકે 'હાલ હાલ દોસ, બાયડીયું ઉપર બળજબરીનો કેસ છે' એમ પાસે જનારને કહ્યું એટલે મને ખ્યાલ આવ્યો.

નથુકાકા જરા આજે વધારે ગંભીર હતાં. લપનછપન કર્યા વગર મુંગે મોઢે કોર્ટ ભેગા થઈ જવું એમાં જ માલ છે નહીં તો ટોળું ક્યાંક વધારે તોફાને ચડશે એમ ધારી હું પણ છાનો રહ્યો. નશીબજોગે ચંચીકાકીએ સાંભળ્યું ન હતું એમ લાગ્યું.

'બાયડિયું માટે ઇલાયદી જગ્યા છે ને?' કોર્ટમાં હજુ કોઇ આવ્યું ન હતું. પટાવાળો વાળતો હતો તેને નથુકાકાએ પૂછ્યું.

'આ તે કંઇ નાટકશાળા છે?' એમ કહી પટાવાળો હસ્યો. બીજો પટાવાળો ટેબલ ઉપરના ખડિયા કલમ સાફ કરતો હતો તે પણ હસવા લાગ્યો.

'હમણાં બહાર બેસો. સા'બને ઘેર મેમાન આવ્યા છે તે કેસ બે વાગે ચાલશે. ને આ બાયડિયું સાક્ષીમાં હશે તો કોરટમાં ઝબાની થતાં સુધી નહીં બેસવા દીએ.' પટાવાળાએ કાયદો બતાવ્યો.

સાહેબ આવ્યા ત્યારે કોર્ટરૂમ ચિકાર ભરાઇ ગયો હતો. એક ખાદીની ટોપીવાળાના કહેવાથી, બીજાએ ઉઠી, ચંચીકાકી, ફૂલીબેન, કલી ને મારા માટે જગ્યા કરી આપી ત્યાં અમે ગોઠવાયા હતા.

'બોલો જૂઠું બોલું તો પરમેશ્વર પૂછે!'. 'હા સાહેબ, હું જૂઠું કોઇ દિવસ બોલતો જ નથી.' નથુકાકાએ રૂઆબથી મંગળાચરણ કર્યું.

'તમારે એમ બોલવું પડશે કે જૂઠું બોલું તો પરમેશ્વર પૂછે.'

નથુકાકા બોલ્યા. પછી તો નામ, બાપનું નામ, ધંધો, જાત વગેરે બધું બબ્બે ત્રણ ત્રણ વખત ટોકયા પછી લખાઇ રહ્યું. કોર્ટમાં ચોતરફ 'હસહસાટ'નું વાતાવરણ ફેલાઈ ગયું હતું. શા માટે એ જાણવું હોય તો આવા કોર્ટ સીન ઘણા નાટકમાં ને સિનેમામાં આવે છે એ જીજ્ઞાસુએ જોઇ લેવા.

'આ તહોમતદાર પીંજરામાં ઉભો છે તેને તમે ઓળખો છો?'

'ના સાહેબ.'

'ઓળખાણ પીછાન નહીં હોય પણ પહેલાં કોઇ વખત જોએલો તો ખરોને?'

'એવું તો યાદ રહે મારા સાહેબ! આપ પણ કેવા સવાલો

પૂછો છો ? જેને જોઇએ તેનાં બધાયનાં મોઢાં કંઇ યાદ રહે ! ન્યાયાધીશ સાહેબ જેવાને પણ ના રહે ત્યારે મારા જેવાને આપના જેવાને તો ક્યાંથી જ રહે ! '

'તમે જરા સમજી વિચારીને બોલો. કોર્ટ તો માબાપ છે. ગભરાવવાની જરાયે જરૂર નથી.'

'ફરીઆદી કહે છે એ પ્રથમ જુબાનીમાં આવી જવું જોઇએ એવી નામદાર કોર્ટને મારી નમ્ર અરજ છે.' કોર્ટ સામે જોયા વગર જ વિજયના ચિહ્નથી ગર્વિત થતા બચાવ પક્ષના વકીલ બોલી ઊઠયા.

'કેમ ગભરાવાનું કારણ નથી ? જુઓને સાહેબ આ ઇન્સ્પેકટર સાહેબ મારા તરફ ડોળા કાઢે છે તે.'

'ફરીઆદી સામે તમારે જોવાનું નથી.' સાહેબે ઇન્સ્પેકટરને સૂચના કરી ને કામ આગળ ચાલ્યું.'

'પંચ રૂબરૂ તમે આ તહોમતદારને દસ માણસની લાઇનમાંથી ઓળખી બતાવ્યો હતો !'

'હા સાહેબ. પણ થોડા દિવસ ઉપર મને ઇન્સ્પેકટર સાહેબે બોલાવેલ ત્યારે મેં કહ્યું કે તહોમતદારને ઓળખતો નથી ત્યારે તેમણે મને દમદાટી દીધી ને પછી કાનમાં કહ્યું કે ત્રીજા નંબરનો માણસ બતાવજો. મે ડાબી તરફથી ત્રીજા નંબરના માણસને બતાવ્યો ત્યારે સાહેબ કહે કે 'બરાબર ખ્યાલ રાખો' એટલે મેં જમણી તરફથી ત્રીજા નંબરના માણસનો હાથ ઝાલી ખેંચી કાઢયો.'

'સાહેબ પ્રથમ આ જવાબની નોંધ થઇ જવી જોઈએ.' ફરી બચાવ પક્ષના વકીલ ઉઠયા ને ટેબલ ઉપર હાથ પછાડયા અને ડોક ઉંચી કરી.

'સાહેબ આ ફરીઆદીને 'હોસ્ટાઇલ વીટનેસ' ગણવા માટે હું મંજૂરી માગું છું.' પ્રોસીક્યુટર સાહેબ પણ હારની બાજી હાથ કરવા વધારે જોરથી બોલ્યા.

'પેપર વાંચો છો સાહેબ ! ગુજરાત યુનિવર્સિટી સ્થાપવા સાહિત્યકારો ને બીજા તનતોડ પ્રયત્ન કરે છે ત્યારે ફણુસીકુટર સાહેબ અંગ્રેજીમાં ગાળો આપે તે સામે મારો નમ્ર વાંધો છે; ગાળ દેવી હોય તો ગુજરાતીમાં જ દે જેથી હું તેનો જવાબ આપી શકું.' નથુકાકાના અવાજમાં સ્વમાનનું જોશ હતું.

ફૂલીબેને તાળીઓ પાડી.

આખા હોલમાં શેરબકોર ને હસાહસ થઇ રહી. 'સાઇલન્સ સાઇલન્સ' એરંડિયું પીધું હોય એવું સાહેબનું અત્યાર સુધી ડાચું હતું પણ તેમણે પણ પછી તો હસવાની તરદી લીધી.

'ફરીઆદીને 'હોસ્ટાઇલ વીટનેસ' ગણવાની મંજૂરી આપવામાં આવે છે.' બન્ને પક્ષની દલીલો સાંભળી થોથાં ઉથલાવ્યા બાદ કોર્ટે રૂલીંગ આપ્યું ને પ્રોસીક્યુટરે બચાવ પક્ષના વકીલ સામે જોઈ મૂછે તાવ દીધો. વકીલે કરડાકીથી માથું ધૂણાવ્યે રાખ્યું.

'જુઓ મીસ્તર તમને હવે સીધા સવાલ પૂછું છું. સમજીને જવાબ આપજો નહીં તો ખોટી જુબાની આપવા બદલ સજા થશે ખબર છે ને ?'

'સાહેબ ! આની નોંધ થવી જોઇએ, ફરીઆદીને દમદાટી આપી શકાય જ નહી એવું કાયદામાં છે.' ને બચાવ પક્ષના વકીલ ચોપડીના પાના ફેરવવાં લાગ્યાં.

'તમે શા માટે તણાઇ મરો છો વકીલ સાહેબ ! એવી દમદાટી

તો આ ભાયડો ધોળીને પી જાય તેવો છે. ને વળી માથા ઉપર સાહેબ જેવા સાહેબ બેઠા છે.' નથુકાકા અસલ સ્વરૂપમાં આવી ગયા હતા.

'ડોન્ટ સ્પીક. વચ્ચે ગબગબ નહીં કરો.' 'ખાટી બડક' છાસ મોંમા રેડી દીધી હોય એવું ડાચું કરી સાહેબ તાડુકયા.

'જી.' કહીને નથુકાકાએ ઝૂકીને બે હાથે સલામો કરી ને કોર્ટમાં પાછી હસાહસ શરૂ થઈ.

'મીસ્તર પ્રોસીકયુટર ! ટૂંકાણમાં પતાવો, આ માણસ કોઈ વિચિત્ર લાગે છે. હજુ બીજા ત્રણ કેસ બાકીમાં છે. હું તમારી પેઠે કંઇ નવરો નથી.'

'સાહેબ ! એ ત્રણે કેસમાં હું પણ સાથે જ છું ને !' પ્રોસીક્યુટરે ટોણો માર્યો. પણ નમ્રતાથી હસ્યા એટલે સાહેબ પણ હસ્યા.

"જુઓ આ ટેબલ ઉપર દરદાગીના, કપડાં વગેરે મુદ્દામાલની ચીજો પડી છે. એ તમારી છે ને?'

'ના.'

'શું ના ! પાસે જઇને જુઓ તો ખરા. કે બસ ના.' ચંચીકાકી ઉભાં થઇ ગયાં.

બધાનું ધ્યાન ત્યાં ખેંચાયું ને ફરી કોર્ટમાં શોરબકોરને હસાહસ શરૂ થઇ.

'ઇડીઅટ' એ કોણ છે ? મુંગા મરી રહો નહીં તો બહાર કાઢવાં પડશે.' સાહેબ ઘૂરકયા.

'ઓ હો હો ! રાજ દેવાનું તો કંઇએ નથી ને મિજાસ કેટલો કરે છે !' એમ બબડીને ચંચીકાકી બેસી ગયાં.

'ત્યારે તમારે ત્યાં બહારવટિયા આવ્યા નથી ને કંઇ માલમીલકત ગઇએ નથી ?' અકળાઇને પ્રોસીક્યુટરે ટૂંકાણમાં પતાવવા સવાલ પૂછયો.

'ના સાહેબ, સાવ ખોટી વાત.'

'ત્યારે ઘરમાં બંદૂકના ધડાકા થયા હતા એ પણ ખોટું ?'

'ઈ ખોટું નહી. સોગન દીધા છે એટલે જૂઠું શા માટે બોલવું જોઇએ ! ભગવાનના ગુન્હેગાર થઇને ક્યાં જઇને રહેવું ?' ડાહ્યું મ્હોં રાખી નથુકાકાએ જવાબ દીધો.

'તો પછી એ ભડાકા શેના હતા ને કોણે કર્યા ?'

'એ એ ને ઈ ભડાકા કર્યા હતા મેં ને હતા તો બંદૂકના જ જુઓ.' એમ કહી નથુકાકાએ ખિસ્સામાંથી પિસ્તોલ કાઢી ને અવાજ કર્યો.

ન્યાયાધીશ સાહેબ ખુરશી ઉપરથી ઉછળી ટેબલ આડા લપાઇ ગયા. આખા હોલમાં ગભરાટ ફેલાયો ને નાસભાગ શરૂ થઇ. તહોમતદાર પાસે ઉભેલા એક પોલીસે નથુભાઇના હાથમાંથી પિસ્તોલ પડાવી લીધી ત્યારેજ મામલો કંઇક શાંત થયો. ન્યાયાધીશ સાહેબે ટેબલ પાછળથી ડોકિયું કર્યું ને પાછા ખુરશી ઉપર ગોઠવાયા. જો કે હાથ પગ તો હજુ ધ્રૂજતાજ હતા.

'મારી બાયડી કહે અલાડું છે ને મેં કહ્યું હડકાયું શિયાળ. પછી તો હસનઅલ્લી જુસબઅલ્લી સિદ્ધપુરવાળાને ત્યાંથી મુંબઇથી આ વગર પરવાનાની પિસ્તોલ મંગાવેલ તેનાં કર્યા ભડાકા ને શિયાળ તો જાય ઉભી પૂછડીએ નાઠું. હું ને મારી બાયડી તો પછી હસી હસીને મરી ગયા સાહેબ— !'

' શટ અપ !' એટલું બોલી સાહેબે શિરસ્તેદારને કંઇક કહ્યું ને ઉભા થયા.

' આ કેસ આગળ ચલાવવો કે કેમ તેની વિચારણા કરવા નામદાર કોર્ટ ચેમ્બરમાં પધારે છે !' શિરસ્તેદારે જાહેરાત કરી.

ને જેમ સિનેમામાં ઇન્ટરવલ આવતાં લોકો પાણીપેશાબ માટે બહાર નીકળે તેમ કોર્ટમાં સળવળાટ થયો. હોટેલમાંથી કીટલી આવેલી તેમાંથી શિરસ્તેદાર સાહેબ, પ્રોસીક્યુટર વગેરેએ ત્યાંજ બેસીને ચા પીધો.

' ફરીઆદી જુઠ જેવો લાગે છે—'

' ભુત જેવો !' સાહેબે ઠરાવ વાંચવાનું શરૂ કર્યું એટલે ચંચીકાકી ઉભાં થવા જતા હતા પણ ફુલીબેને હાથ ઝાલી બેસાડી દીધાં.

'—પણ ભોળો ને સાચા બોલો જણાય છે. તેણે કહેલ બંદૂકના ભડાકાની વાત પણ હું માનું છું કારણકે કારટ્રીજનાં ખાલી ખોખાં મુદ્દામાલમાં રજુ થએલ નથી. એટલે ખરી બંદૂકના અવાજ હોય જ નહીં. પોલિસ ઇન્સ્પેક્ટરે પોતાની આવડતનું પાણી બતાવવા આ જૂઠો કેસ ઉભો કર્યો છે ને કોઇ ચોરીના કેસનો કે બીજી રીતે મેળવેલ મુદ્દામાલ સાથે આ તહોમતદારને સંડોવી દીધો છે. પણ તહોમતદાર વિરૂદ્ધ તહોમતનામું ઘડી શકાય એટલો યે પૂરાવો નથી એટલે હું તેને નિર્દોષ ઠેરવી છોડી મૂકવાનો હુકમ કરૂં છું.

( તાળીઓના ગડગડાટ )

પોલિસ ઇન્સ્પેક્ટર આવા વર્તન માટે સખ્ત ઠપકાને પાત્ર છે ને યોગ્ય નસિયત કરવા માટે પોલિસના વડાને રેફરન્સ કરવું—'

'વર્તન તે કેવું સાહેબ ! મને કહે કે મુદ્દામાલ તને મળી જાય એટલે અડધો ભાગ મારો.' નથુકાકાને જોર આવ્યું.

'ગેટઆઉટ ગેટઆઉટ' સાહેબને કંટાળો છૂટયો.

'હું એ એ પાછું 'ઘેટાંઉંટ' નફીરભાઇ ! હાલો ઉઠો.' ચંચીકાકીને શીવાભાઇ યાદ આવ્યા હોય એમ લાગ્યું.

'કાં જોયા ભાયડાના ભડાકા !' બહાર નીકળતાં નથુકાકા પહેલાં ફૂલીબેન ને પછી અમારા બધા સામે જોઇને બોલ્યા.

'જોયા.' ચંચીકાકીનું જાણે મન માન્યું ન હોય એમ મોં મચકોડયું. દસ હજારને બદલે રાતી પાઇ પણ ન આવી.

## ૧૯

## "નવી"

'**આ** કોણ છે !'

લચી ગએલ દૈવતહીન બદન, પાઉડરની ચિત્રામણવાળું મોં ને આંખે ચડાવેલ ચશ્માવાળી રૂક્ષ્મણી તરફ નજર ફેંકી પાછી ખેંચી લઇ, ભરેલા બાંધાની ને નૈસર્ગિક સુંદરતાથી દિલ ખેંચતી કલી ઉપર રસીકલાલે આંખ ઠેરવી.

એ ભાવ રૂક્ષ્મણી કળી ગઇ છે એમ તેનાં મચકોડાએલા મોં ઉપરથી સમજાતું હતું.

રસીકલાલ અને રૂક્ષ્મણીને સજોડે જમવાનું આમંત્રણ હતું. કલી હાર લઇને આવકાર આપવા ઉભી હતી.

'કોણ છે કહું ! તારી નવી ફૂઇ !' ચંચીકાકીએ હસતાં હસતાં ખુલાસો કર્યો ને રસીકલાલ ને રૂક્ષ્મણી ઘડીભર થંભી ગયા.

'નથુકાકા !' મેં આશ્ચર્યથી તેમનો હાથ દાબ્યો. જવાબમાં ફક્ત તેમણે નાક ઉપર હાથ મૂકયો ને હસ્યા. પછી કહીશ એવો એ સૂચક ઇસારો હતો.

'જમાનાને માન આપતાં શીખો. પ્રથમ હાર મીસ રૂક્ષ્મણીને પહેરાવો ને પછી મને.'

'સ્ત્રી સન્માનને પાત્ર છે, પણ પ્રથમ પુરૂષ ને પછી સ્ત્રી. સીતા-રામ એમ કહેવાય છે પણ આજ્ઞા આપી શકે તો રામ જ. સીતાએ આજ્ઞા કરી હોય એમ મારા ખ્યાલમાં નથી.' કકીના અવાજમાં મૃદુતા હતી, મીઠાશ હતી.

'એ જમાનો ગયો. જૂઓ, હું મીસ્તર રસીકલાલને કહું કે બેસી જાઓ એટલે તેમણે બેસવું જ જોઈએ.'

રસીકલાલનો કાન પકડી મીસ રૂક્ષ્મણીએ નીચે ખેંચ્યો. રોજ રસીકલાલનો દેહ નીચો નમતો હશે એ આજ નમ્યો નહીં એ અપ-માનજનક ઘટના છે એમ રૂક્ષ્મણીના મનમાં થયું હશે એમ તેણે છણકાથી હાથ પાછો ખેંચી લીધો એ ઉપરથી સમજાતું હતું.

'રસીકા !' ચંચીકાકી એટલું જ બોલ્યાં. પણ આવી બાયડીને શું ધોઈ પીવી છે એમ તેમને કહેવું હોય એમ લાગ્યું.

જમવામાં કંઇ ભલી વાર ન આવી. રૂક્ષ્મણી ખધું ન ખાધું કરી, ભાણા ઉપરથી ઊઠી ગઇ.

'I am going. You may come at your leisure.'

(હું જાઉં છું. તમારી મરજી પડે ત્યારે આવજો) એટલું કહી રૂક્મણીએ ચાલતી પકડી.

ચંચીકાકીના મોં ઉપર સંતોષનાં ચિન્હ હતાં.

'જોને રસીક! મારે પેટ સંતાન નહીં. આવી જીવરી છોકરી મળી ગઇ છે. ઘેર બેઠાં ગંગા. આ તેની બા ફૂલીબેન; મહેતીજી છે.' રસીકલાલને ખાનગીમાં વાત કહેતી છે એમ અમને સમજાયાથી આઘા ખસી જઈ બારણાં આડા છૂપાઇને સાંભળતા હતાં.

મેં સાશ્ચર્ય ફરી વખત નથુભાઇનો હાથ દબાવ્યો. 'જોયા કરો ને ચંચલીને હજુ ન ઓળખી!' નથુકાકાએ મારા કાનમાં મોં ઘાલી કહ્યું.

મને ચંચીકાકીની ચાલબાજી કંઈ ન સમજાઈ.

'હવે તને ખોળે લેવાનું તો ન જ બને પણ અરધી 'અસ્કામત' તો તને આપવાની તારા ફૂવાએ હા પાડી ત્યારે જ મેં પણ કલી સાથે તેમનાં લગન કરવાની હા પાડી છે. એમનાં લગન સાતમના રોજ ને રૂખલી સાથે તારાં આઠમના. રૂખલીની માને બધું સમજાવ્યું છે ને નક્કી થઈ ગયું છે.'

રસીકલાલ બોલ્યા વગર બેસી રહ્યા.

'કેમ તને તારા નવી ફૂઇ કેમ લાગે છે?' મોં ઠાવકું રાખી ચંચીકાકીએ પૂછ્યું.

'A nice girl' (સુંદર છોકરી છે.) રસીકલાલે આજુબાજુ નજર ફેંકી પણ કલી તો ક્યાંય ફરકતીયે ન હતી.

'તુંયે રડ્યા વાતવાતમાં અંગરેજી ફાડછ પણ બધું ભેંસ આગળ ભાગવત જેવું છે. અંગરેજી ભણેલાની બાયડીયુનું શું થતું હશે!'

' Sorry. ' (દિલગીર છું) હું એમ કહું છું કે તમને ગમ્યું તે ખરૂં.'

' લ્યો હવે બહાર આવો નકીરભાઈ ! ' રસીકલાલ ગયા એટલે ચંચીકાકીએ ફરમાન છોડયું.

પડદા પાછળ અમારી ધીરજ પણ ખૂટી હતી.

' કાં તમને કેમ લાગ્યું ! ' ચંચીકાકી આનંદમાં હતાં.

' શું કેમ લાગ્યું ? નથુકાકા અને ફલીનું લાકડે માંકડું વળગાડશો એટલે ફૂલીબેન તો લટકતાંજ રહ્યાંને ! ' હું બોલ્યો કે બાફ્યું એ કંઈ ન સમજાયું. નથુકાકા ને ચંચીકાકી પેટ પકડીને હસતા હતા. ફૂલીબેન હસતા ન હતાં પણ તેનાં મોં ઉપર વિષાદનું એકે ચિન્હ ન હતું.

' લ્યો વાંચો આ કાગળ. રસીકા ઉપર લખ્યો છે પણ એવી જોગવાઈ કરી છે કે સાતમને દી રૂખલીના હાથમાં પહેલાં જઈ પડશે. '

' તમને શું કહીને સંબોધું ?

હું કંઇ અંગ્રેજી ભણેલી નથી એટલે ભૂલચૂક નભાવી લેજો.

મારી જીંદગીનો સવાલ છે. મારી માતાએ પૈસો જોયો; મારી સામે ન જોયું. ' દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય ' બુઢા બબૂચક સાથે પનારૂં પાડું તેનાં કરતાં જીંદગીનો અંત લાવવાનું હું વધારે પસંદ કરીશ. એ પાપ કોનાં માથે ?

લી. ફલી

' હું બુઢો ને વળી બબુચક એમ ને ? નકીરભાઇ ! ફાડી નાખો ફાડી નાખો. ચંચલીએ મારો મનખો લેવા બેઠી છે. ' નથુકાકાએ ઝડપ મારી પણ ચંચીકાકીએ કાગળ લઇ લીધો ને હસવા લાગ્યા.

'વારી જાઉં તમારા ઉપર. તમે તો કુંવારા કાન જેવા.' એમ કહી ચંચીકાકીએ ઓવારણાં લીધાં.

'પણ જમાનો બદલાયો છે. જોયું નહીં ?' એમ કહી નથુ-કાકાનો કાન પકડયો.

અમે બધાં હસ્યા. ફૂલીબેન પણ હસ્યા.

'તેં ધાર્યું છે શું ? હવે તો આ નાટક ઝટ પૂરો કર તો સારૂં' નથુકાકાએ કાન છોડવતાં કહ્યું.

'એ તમારી આ નવીને કહો,' ફૂલીબેન તરફ હાથ ચીંધી ચંચીકાકી મરકયાં ને ફૂલીબેનના ગાલ ઉપર શરમના શેરડા પડયા.

## ૨૦

## 'જગદંબા'

'હવે લ્યો આ બાવાજીની તલવાર.' નથુકાકા વરરાજાના સ્વાંગમાં ખીલી ઊઠયા હતા; તે રાતે લાલ સાડલો પહેરેલ તેનાં લીરા કરી નાગી તલવાર ઉપર વીંટીને ચંચીકાકીએ નથુકાકાના હાથમાં આપી.

સાજન વાજન ઉપડયું. પુરૂષ વર્ગની સંખ્યા ઓછી હતી પણ સો સવાસો જાનડીઓ, ચંચીકાકી કયાંથી વીણી આવ્યાં એ એક કોયડો છે. વચ્ચે નથુકાકા મદમસ્ત હાથીની પેઠે ઝુલતા ચાલ્યા જતા હતા.

'લ્યો હાલો નકીરભાઇ ! વરઘોડો ફરીને આવે ત્યાર પહેલાં આપણે ફૂલીબેનને ઘેર બરોબર પહોંચી જઇએ. નહીંતો બાપડી અકળાઇ જશે.' ચંચીકાકીએ મારો હાથ ઝાલી ખેંચ્યો.

ચંચીકાકીની કરામતનો થોડો ઘણો તો મને ખ્યાલ આવ્યો હતો પણ ફૂલીબેનને આંગણે માંડવા પાસે પચીસેક યુવકોનું ટોળું ઉભેલું જોઇ હું જરાક ચમક્યો.

'પાંસઠ વરસનો બુઢો ને બાર વરસની કુમળી કળી; 'પાછા જાઓ, પાછા જાઓ' 'એક ઉપર બીજી ને બુઢાની મતિ થીજી' આવાં પાટિયાં હાથમાં પકડી ઉભા હતા; કોઇના હાથમાં વળી કાળા વાવટા હતા.

ચંચીકાકી તો મને ઢસડીને ઘરમાંજ લઈ ગયા.

કલીને ફૂલીબેને શણગારીને તૈયાર રાખી હતી. છતાં ચંચીકાકીએ શણગારમાં સુધારો વધારો કર્યો; ગોરને તૈયાર રહેવા તાકીદ આપી.

થોડીવારમાં વરઘોડો આવી પહોંચ્યો ને બૂમાબૂમ ને 'શરમ છે શરમ છે' ના પોકારો શરૂ થયા. નથુકાકા, લાલપરમા ઠાકર મંદિરમાંથી નાઠા હતા તેમ નાઠા ને ફૂલીબેનનાં ઘરમાં ઘૂસી ગયા.

ટોળું શીવાભાઇ ને રસીકલાલની આગળ પાછળ ફરી વળ્યું હતું.

'આપના જેવા સમજુ માણુસ પણુ આવા અજુગતા લગ્ન માટે સંમતિ આપે ને ભાગ લે એ શરમની વાત છે.' કોઈ શીવાભાઇને કહેતું હતું.

ત્યારે કોઈ રસીકલાલને કહેતું કે,

'ધૂળ પડી તમારા ભણુતરમાં.'

કોઇ તો વળી કહે કે લગ્ન અટકાવાં જ જોઇએ. નહીં તો અમે તોફાન કરીને અટકાવશું. કન્યા પણુ નારાજ છે જુઓ આ રહ્યો કાગળ તેના પોતાનાં જ હાથ અક્ષરનો.

'તોફાન કરવાની જરૂર નથી. હું પણ તમારા બધાના મતને મળતો જ છું. કન્યા પણ બિચારી આ લગ્નથી નારાજ જ છે. જુઓ આ કાગળ. મારી પાસે પણ દાદ માગી રહી છે. આવું બાલદાન નહીં અપાય; હિન્દની નારીઓનું આ ચોકખું અપમાન છે અરે હું તો કહું છું કે હિન્દમાતાનું અપમાન છે—' રસીકલાલનો અવાજ તીવ્ર થતો જતો હતો તે 'શા'બાસ શા'બાસ'ના શબ્દોમાં સમાઇ ગયો.

'તંઇ આ ઘરની આબરૂ ખોવા બેઠા છો તે તું પરણવા તૈયાર થઇ જાને ગગા!'' ચંચીકાકી ફૂટી નીકળ્યાં.

'Yes. હા હા હું તૈયાર છું. મારી સાથે પરણવા જો કન્યાની કબુલત હોય તો તે માટે પણ હું તૈયાર છું.' રસીકલાલનું યુવાન હૈયું ઉકળી આવ્યું હતું.

'મને બચાવો હું પણ તૈયાર છું.' કલી દોડતી આવી ને રસીકલાલના પગ ઝાલી લીધા.

ચારે તરફ 'બ્રેવો બ્રેવો'ના પોકાર થઇ રહ્યા ને મેં આજૂબાજૂ નજર કરી તો શીવાભાઇ પલાયન થઇ ગયા હતા.

'કાં નકીરભાઇ જોયું!' ચંચીકાકીએ સંતોષનો સૂચક ઇસારો કર્યો.

'જોયું માતાજી!'

'લ્યો હાલો હવે વહેંચીએ પેંડા.' ને અમે ઘરમાં પેઠા.

લગ્નવિધી શરૂ થઇ ગયો હતો. યુવકો વિજય ગર્વથી સમાયા સમાતા ન હતા. કન્યાની પધરામણી થઇ. રસીકલાલ ને કલીનો હસ્તમેળાપ થયો.

'આજે મને મહાપાપમાંથી ઉગારી છે તે માટે બધાનો હું આભાર માનું છું' ફૂલીબેન ઘરમાંથી મેદાને પડ્યાં.

(તાળિઓનો ગડગડાટ)

'ને હું મૂઇ પણ કાંઇ ન સમજી. મારો રસીકો અંગ્રેજી ભણીને આવો ગનાની ને સમજુ થયો છે એ જાણી મારી આંતરડી ઠરી છે.' ચંચીકાકીએ ઉમેરો કર્યો.

'છેવટ સોજું તે બદ્ધું સોજું' રસીકલાલના મિત્ર મીસ્તર કાબ-રાજી ઉભા થઈને ઉવાચ ને ચોતરફ હાસ્યનાં મોજા ઉછળી રહ્યાં.

'કાં નફીરભાઇ! અહીં તો આવો' પેંડાની રકાબીઓ લઈ જવા લાવવામાં હું રોકાયો હતો ને અંદરના ઓરડામાંથી ચંચીકાકીનો અવાજ આવ્યો.

નથુકાકા ને ફૂલીબેનના હાથ મળેલા હતા; ચંચીકાકી આશીર્વાદ દેતા બે હાથ પહોળા કરીને ઉભાં હતાં ને મરક મરક થતાં હતાં. 'સમજ પડી!'

'જય જગદંબા!' મારું મસ્તક આપમેળે નમી ગયું.

